# ધર્મમિમાંસા-નિત્યકર્મ.



સંશોધક, સંપાદક અને પ્રકાશક:
હરિપ્રસાદ બાળમુકુન્દ ભટ્ટ.

॥ શ્રી શુકદેવો વિજયંતેતરામ્ ॥

॥ શ્રી રાધિકારમણ કૃષ્ણચંદ્રાય નમઃ ॥

# ધર્મમિમાંસા-નિત્યકર્મ.

(બીજી આવૃત્તિ સુધારા વધારા સાથે)


સંશોધક, સમ્પાદક, અને પ્રકાશકઃ

શ્રી. શા. બ્ર. શુ. ઉ. હરિપ્રસાદ બાળમુકુન્દ ભટ્ટ.

(ડભાણનિવાસી)

હાલ-હરિપુરા, ભવાનીવડ-અરસંગ ભુવન-મુઃ સુરત.



સંવત ૧૯૮૬ના પોષ સુદ ૧૫ મકરસંક્રાંતિ.


( દોહરો )

" મનુષ્ય વૃક્ષનું ધર્મ મૂળ, થડ નીતિ, સત્ય ડાળ;
પત્ર પુણ્ય, ફળ મુક્તિ છે, મૂળ સિંચો વૃદ્ધ બાળ."

( અમૂલ્ય )

# "ભૂલે છે ભાઇ શાને તું ?"

## ગજલ.

કરી લે સત્ય કમાણીને, ભૂલે છે ભાઇ શાને તું !
સ્વધર્મને નથી ન્હાતો, પરાયા તંત્રમાં ધાતો.
સ્વછંદાચારે છૂંદાતો, ભૂલે છે ભાઈ શાને તું ! ૧
સ્નાન, સંધ્યા, જપ, હોમ, સ્તુતિ પાઠ દેવ પૂજા,
અતીથિ, વૈશ્વદેવ કર્મો, ભૂલે છે ભાઇ શાને તું ! ૨
સનાતન ધર્મને ધારી, થયા જે ભીષ્મ ભડ જેવા,
કૃષ્ણને રામની નીતિ, ભૂલે છે ભાઈ શાને તું ! ૩
ગવાયાં છે જગે ગીતો, હજી છે તાજાં ને તાજાં,
નીતિના ફરકતા નેજા, ભૂલે છે ભાઇ શાને તું ? ૪
કુંપદનું હાડકું છોડી, મમતા નાંખને તોડી,
સ્વધર્મે જીવ લે જોડી, ભૂલે છે ભાઇ શાને તું ! ૫
અસત્યે તું જઇશ માર્યો, ડહાપણે દાટ બહુ વાળ્યો!
જીત્યો જાણું પણ હાર્યો, ભૂલે છે ભાઇ શાને તું ? ૬
જોડી મોહપાશથી માયા, બળહિણુ તેં કરી કાયા ?
પ્રેલછા છોડી દે ડાહ્યા, ભૂલે છે ભાઈ શાને તું ? ૭
કહું કોડે તને આપું ! શિખામણ સુખની આપું
તને સ્વસ્વરુપમાં સ્થાપું, ભૂલે છે ભાઇ શાને તું ! ૮
માનવનો ધર્મ લે ધારી, પશુગત કર નવ પ્યારી
અમૂલી જીંદગી ત્હારી, ભૂલે છે ભાઈ શાને તું ? ૯
સજી ને સાચા ધર્મોને, તજી દે અનાત્મ કર્મોને;
હરિપ્રસાદ ના મર્મોને, ભૂલે છે ભાઇ શાને તું ! ૧૦

# પ્રસ્તાવના

'ધર્મમિમાંસા–નિત્યકર્મ''ની પહેલી આવૃત્તિમાં જે પ્રસ્તાવના મૂકી છે તે સર્વેને વિદિત છે, એટલે આ બીજી આવૃત્તિમાં એ વિષે વધુ લખવા હું ધારતો નથી. પરન્તુ આ બીજી આવૃત્તિમાં ઘણોજ સુધારોવધારો કરી મારાથી બનતા પ્રયત્ને મનુષ્યોમાં ધર્મભાવના, નીતિભાવના, સેવા-ભાવના અને શુદ્ધ સનાતન વૈદિકધર્મનું પાલન થાય તેવી યોજના કરવામાં ખાસ લક્ષ રાખવામા આવ્યું છે. દ્વિજવર્ણે અવશ્ય શારીરિક, માનસિક શુદ્ધિ કરવા નિત્ય સન્ધ્યાવંદનાદિ કર્યા વગર રહેવું જોઇએ નહિં. પવિત્ર સંસ્કારોથી સત્કર્મ કરવા ઉત્સાહ થાય છે અને સત્કર્મથી અંતઃકરણ શુદ્ધ થાય છે; જ્યારે અંતઃકરણ શુદ્ધ થાય છે ત્યારેજ પોતાનો મનુષ્ય જન્મ દુર્લભ છે તે સમજાય છે અને તે પછી માતાપિતા–શાસ્ત્ર–ગુરૂ વડીલોનાં વચન પ્રીતિપૂર્વક પાલન કરાય છે. એટલુંજ નહિં પણ ધર્મ, નીતિ અને સત્કર્મને માર્ગે જવામાં ઉત્સાહ વૃદ્ધિ થાય છે, પરોપકાર સધાય છે, મનુષ્ય જન્મની સાફલ્યતા વધતી જાય છે, શુદ્ધચિદાકાશમાં ઉડવાની ગતિ પ્રાપ્ત થાય છે, દ્વૈતમોહની નિવૃત્તિ થઇ અદ્વૈત આત્મભાવના અને વિશ્વવ્યાપી પ્રેમ પ્રકટે છે, આદિવ્ય કર્મભૂમિ જે ભરતખંડ છે, તે ભારતભૂમિ જન્મદાત્રિના ઋણથી છૂટી પર્મગતિ પામાય છે. આદિવ્ય માર્ગની નિસરણીરૂપ–ધર્મમિમાંસા–નિત્યકર્મના પુસ્તકમાંથી બાળકથી તે વૃદ્ધપર્યંતને જાણવા જેવું, શીખવા જેવું અને પોતાના આચરણમાં મૂકવા જેવું કંઈકને કંઈક છે, તેમજ શારીરિક, માનસિક અને અધ્યાત્મિક બળને ઉત્પન્ન કરવાની ક્રિયા તથા ત્રિવિધ તાપો દૂર થાય તેવાં સુલક્ષણ પ્રકટાવાની વિદ્યા વગેરે સરળ સમજાય તેવી ગોઠવણ કરવામાં આવી છે. છતાં જો કોઇને વિચારપૂર્વક ભુલ–ચુક દેખાય તો ક્ષમ્યત્વ કરવા ચુકવું નહિ; અને તે વિદિત કરવું કે જેથી ફરી સુધારી શકાય.

લી૦ આપના હરિપ્રસાદના જયહરિ.

॥ શ્રી શુકદેવો વિજયતેતરામ્ ॥

## વિરહાંજલિ યુક્ત અર્પણમુદ્રા

શ્રીસચ્ચિદાનંદ, સર્વેશ્વર, સર્વાન્તર્યામિ, સર્વવ્યાપક, શ્રીસદ્ગુરુ શુકદેવજી મહારાજશ્રી આપ ખરેખર શ્રી ઇશ્વર અવતાર ધારણ કરી તરણાનો મેરૂ અને પત્થરના પારસમણિ બનાવ્યા એ વાત અનુભવ સિદ્ધ છે. આપે ગુર્જરભૂમિને વિષે પ્રકટ થઇ અકૃત્રિમ સત્કાર્યો કરી પતિતપાવની શ્રી નર્મદા તટ પાસે અક્રૂરપુર ( અંકલેશ્વર ) ની યોગ્યતાને (સહસ્ત્રપારાયણયુક્ત શતકુણ્ડ પુરુષોત્તમયાગ–નિત્ય પારાયણાદિ પ્રયોગ અને યજ્ઞયાગાદિકો તથા અનેક અનુષ્ઠાનો વિ. કરી) દિવ્ય બનાવી દીધી છે; એટલું કહેતાં પણ પૂર્ણ સંતોષ થાય તેમ નથી; કારણ, કે તે સિવાય ઘણા સ્થળે જ્ઞાનામૃતની અસ્ખલિત ધારા વ્હેવરાવી અનેક મનુષ્યોને કૃતાર્થ કીધા છે. આપનાં અનેક અવર્ણ્ય કાર્યો તેમજ ઉપકારો વિસ્મરણ થાય તેમ નથી; તેમજ આપના ઉપકારનો બદલો વાળી શકાય તેમ પણ નથી. હું તથા સાધક વર્ગ આપની કૃપાનો તથા આપના દિવ્ય જ્ઞાનનો બદલો વાળવા તન, મન અને ધન વડે સેવાની સામગ્રી તૈયાર કરીએ, તોપણ ઋણથી છૂટી શકીએ તેમ નથી.

આપશ્રી જે તનુમાં રહી વિવિધ હિતકર ભૂમિકામાં પ્રકાશતા હતા તે વર્તમાન તનુમાંથી નિજેચ્છા વડે એકાએક બ્રહ્મ સ્વરૂપમાં લયયોગ કર્યો (સિદ્ધિઓ સહિત સંવત ૧૯૮૫ ના ભાદ્રપદ શુક્લ એકાદશીને શનીવારે સમાધિસ્થ થઈ સ્વધામ પધાર્યા) એટલે આવરણના

**શ્રીમદ્ પૂજ્યપાદ સદ્ગુરુ શ્રી શુકાચાર્ય મહારાજ.**

પ્રાગટ્ય:- વિ. સંવત ૧૯૩૨ અષાડ કૃષ્ણપંચમી ને મંગળવાર

સમાધિસ્થ:- સં. ૧૯૮૫ ભાદ્રપદ શુકલ (દાન) એકાદશી ને શનીવાર



શ્રીશુકદેવ મંદિર-અંકલેશ્વર.

સંપર્કથી ( સ્પર્શ સંસર્ગ ) રહિત આવિષ્કારવાળા ઉચ્ચતર અને વિશેષ દેદિપ્યમાન સ્વસ્વરુપને પામ્યા તેથી હું તથા સાધક બન્ધુઓ અને અન્ય પરિચિત સ્નેહિઓને આપશ્રીનું નિત્ય વિશુદ્ધ જ્ઞાન, આત્મ ઉપયોગી સલાહ તથા સગુણદર્શન અટકી જવાથી તે હાની ખેદમગ્ન કરે એ સ્વાભાવિક છે. પ્રભો! આપ અપ્રતિ નિધેય ( પ્રતિનિધીરૂપ કોઇ જ થઇ શકે નહિ તેવા ) અને પુનઃ અપ્રાપ્ય આપના સંકલ્પના ઉત્તેજનની મને તથા સાધક વર્ગ વગેરેને જરૂરિઆત હોવાથી પુરેપુરી ખોટ જણાઇ રહી છે. જેથી અમને શોકરૂપમાં નિઃપતન કરાવનાર કફનની માફક સર્વલોકના શિરપર ઝઝુમી રહેનાર જે શ્યામ કાલાભ્ર છે, તેની મર્યાદાને ઉત્ક્રમણ કરી તેથી આગળ અવલોકવાને તથા અસ્તાચલાવલંબી સૂર્યના સુવર્ણ તેજસ સમ શોભતા તથા યશસ્વી જીવનના પ્રકાશ માત્રનેજ વિલોકવા મારી તથા સાધક વર્ગની આ શોકપુર્ણ—વિરહાગ્રસ્ત સમાવસ્થામાં પણ અમો યત્નવાન બની આપશ્રીનું કામ અને કૃતિ તથા દષ્ટાંતને મૂર્તિમંત વ્યક્તિરૂપે અને માર્ગદર્શકરૂપે "અમને ત્યજી ગયેલા છો છતાં" અમો આપશ્રીના જીવન તથા શીક્ષને અનુસરવા પ્રયત્નશીલ થઇએ; કે જેથી આવા મરણમાંથી અમારી મધ્યમાં ઉદભવતા અમર જીવનના ઝરાનો સાક્ષાત્કાર કરી શકીએ, એવી આપના પ્રત્યે નિરન્તર અમારી અંતઃકરણપૂર્વક નમ્ર પ્રાર્થના છે.

હે વિશ્વવ્યાપી પ્રેમમૂર્તિ, હે કૃપાના ભંડાર! આપેજ અર્પેલા મન, બુદ્ધિ ઇન્દ્રિયાદિતત્ત્વોદ્વારા મારાથી જે કંઇ સત્કર્મરૂપી ક્રિયાઓ થાય તે સર્વે આપનેજ અર્પણ હો. આપનીજ પ્રેરણાથી પ્રથમાવૃત્તિ **ધર્મમિમાંસા નિત્યકર્મનું** પુસ્તક છપાઇ જન સમુદાયના હાથમાં

મૂક્યું હતું. તે પુનઃ દ્વીતિય આવૃત્તિની જરૂર હોવાથી સુધારાવધારા સાથે આપશ્રીને અર્પણ કરી આપની પ્રેરણાથી પાછુ જનસમુદાયના હાથમાં મુકું છું; કારણ કે મનુષ્ય માત્રના જીવન સંગ્રામમાં વિજય આપનાર જે ધર્મરુપી ભાથામાં સત્કર્મરૂપી શસ્ત્રો ભરેલાં છે; "જેનો ઉપયોગ ઋષિમુનિઓ તથા દ્વિજ અને સ્ત્રી વગેરેઓએ કરી ઉભય લોકમાં આત્મ વિજય મેળવ્યો છે." તે ધર્મરૂપી ભાથામાં સત્કર્મરૂપી શસ્ત્રો આ ધર્મમિમાંસા–નિત્યકર્મની બીજી આવૃત્તિમાં ઘટીત રીતે ગોઠવેલ છે; તે આપના યુગ્મ ચરણકમળ પાદુકામાં સમર્પણ કરૂં છું; તો તેને આપ કૃપા પ્રસાદીરૂપ બનાવી, મનુષ્ય જીવનના તત્વોમાં તે દ્વારા અમરત્વ પ્રકટ કરાવશો; એવી આપના રંક સેવકને આશા છે.

લી. આપનો ચરણાનુજ દાસ

હરિપ્રસાદના

સવિનય સાષ્ટાંગ દંડવત.





સ્વ. શેઠજી રણછોડદાસ જેકીસનદાસ સૈયા. મુ. સુરત.

| જન્મ | સ્વર્ગવાસ |
|---|---|
| સં. ૧૯૨૨ ના જેઠ સુદ ૧૦ | સં. ૧૯૮૪ ના ભાદરવા વદી ૧૪ |

# નિવાપાંજલિ

"જ્ઞાતે શ્રી માળીવણિક વૈષ્ણવ, ધર્મશીલ અવતાર એ,
પરહિત કાજ જ લક્ષ્ય જેનું, હૃદય અતિ ઉદાર એ;
કયમ વિસરે એ શુદ્ધ આત્મા, પ્રેમમૂર્તિ ભાસને;
'નિવાપાંજલિ' અર્પુ આ હું, સ્વર્ગસ્થ રણછોડદાસને."

'મરહુમગૃહસ્થ' દશાશ્રીમાળી વણિક જ્ઞાતિના ઉચ્ચ કુળમાં જન્મ્યા હતા, અને પોતાનો ધંધો સરયાનો હોવાથી અત્તર વગેરે સુગંધી તેઓ બનાવી લોકોને સુગંધીવાન કરતા હતા; સ્વર્ગસ્થ શેઠજી જેકીજનદાસ દુર્લભરામ સરયાને બે પુત્રો હતા; તેમાં જેષ્ઠ પુત્ર સ્વ. રણછોડદાસ તથા નાના પુત્ર સ્વ. છોટાલાલને મુકી તેઓ સ્વર્ગસ્થ થયા. તેમની નીતિરીતિ–કહેણીરહેણી તેમના પુત્રોમાં ઉતરેલી હતી, તેમના જેષ્ઠ પુત્ર સ્વ. રણછોડદાસ શેઠને ત્રણ પુત્રો અને ત્રણ પુત્રીઓ એમ છ સંતાન હતાં, તેમાં દૈવ્યગતિથી પોતાના જેષ્ઠ પુત્ર લલુભાઈ એક પુત્રને મૂકી દેવલોક પામેલા હતા. તેમજ સ્વ. શેઠજીની એક પુત્રી વૈધવ્ય પામી સ્વર્ગસ્થ થઇ હતી. તથા તેમનાં ધર્મપત્નિ જડાવ સ્વભાવે ધર્મશીલ હતાં તે પણ દેવલોક પામ્યાં. ત્યારથી મરહુમ શેઠજી રણછોડદાસની વૃત્તિ પ્રતિદિન ધર્મપરાયણ વિશેષ વધવા લાગી, તેમ તેમ ધર્માચરણ કરવા લાગ્યા, અને પોતાના પિતાશ્રીના ધંધાને અવલંબી ઉત્તમોત્તમ સુભકૃતિ અને શુભ વાસના વડે આર્થિક પરમાર્થિક બન્ને માર્ગને અનુસરી પોતાની પવિત્ર જીવનનૌકા ચલાવતા હતા; પોતાની ગૃહસ્થાઇને છાજતું વ્યવહારિક–પરમાર્થિક કાર્ય કરવામાં સંકુચિત ભાવનાનો ત્યાગ જણાતો હતો, પ્રભુ કૃપાએ સત્સંગ બળથી હૃદયપલટો કંઇ ઓરજ થયો. શ્રી કૃષ્ણચંદ્ર ઉપર

પ્રેમભાવના વૃદ્ધિ પામતાં શ્રીમદ્ ભાગવત સપ્તાહ જ્ઞાનયજ્ઞ પોતાને ત્યાં કરાવી કૃતકૃત્ય થયા; એટલુંજ નહિં પણ નિત્ય સંતસમાગમ અને શ્રીમદ્ ભગવદ્ ગીતાજી ઉપર દ્રઢાશક્તિ બંધાઇ અને જીવન કલ્યાણાર્થે પોતાને ત્યાં ચાર માસ ગીતા પ્રવચન કરાવી જ્ઞાનામૃતનું અત્યંત પ્રેમભાવથી પાન કીધું; "જે મનુષ્ય નિરંતર સુગંધમયજ રહે અને બીજાને પણ તેનો રસસ્વાદ અનાયાસે પ્રાપ્ત થાય અને કરાવે તે મનુષ્ય વ્યવહારમાંથી પરમાર્થમાં પણ તેમજ કરે એમાં નવાઇ હોઇજ નહિ.

ધર્મ, કર્મ અને પુણ્યદાન કરનારા મનુષ્યો કંઇ કીર્તિ માટે બધું કરતા નથી. પણ સ્વકર્તવ્ય સમજી તેઓ ધન કરતાં પણ કેવળ ધર્મ અને સત્ય માર્ગની વધારે કિંમત ગણે છે. શુભ કરનારાઓની સુગંધ અને અશુભ કરનારાઓની દુર્ગંધ સ્વાભાવિકજ જન સમાજમાં પ્રસરે છે. દિવસને દિવસ અને રાત્રિને રાત્રિ તેના સમય ઉપરથીજ કહેવાય છે. જેનો ધંધોજ સર્વ મનુષ્ય માત્રને ખુશબો ( સુગંધ ) આપવાનો છે. એટલે સુગંધીદાર અત્તરો બનાવી જાવા ચીન વિગેરે દેશ પરદેશના મનુષ્યોને મઘમઘતા બનાવી દીધા છે; તેમજ મનુષ્યોમાં મનુષ્ય-ત્વ શોભાવવવા ધર્મ કર્મ રૂપી ખુશબો (સુગંધ) **ધર્મમિમાંસા-નિત્યકર્મ** દ્વારા પ્રસિદ્ધ કરી પોતાના ધનને પવિત્ર કરવા. શાસ્ત્ર સદ્‌ગુરૂ રૂપની સેવા બજાવી કૃત કૃત્ય થવા રૂપજ ઇચ્છા હતી. તેથી. પોતે તેમાં તૃપ્ત થઇ અન્યને તૃપ્ત કરવા એ સંસ્કાર તેમનામાં ઉદય થયો; નિત્ય સત્સંગમાં બેસવા લાગ્યા; ગામ પરગામ પણ તેવા પ્રસંગમાં જવું આવવું કીધું, અંકલેશ્વરમાં મારા પરમ દયાળુ શ્રી શુકદેવ સદ્‌ગુરૂ પાસે અમો જતા ત્યારે ત્યાં પણ જ્ઞાનામૃત પાન કરવા આવતા અને ચર્ચા ચલાવતા, તેમજ વ્યવહારમાં પણ પોતાને

છાજતી યોગ્ય પરમાર્થ બુદ્ધિથી કામ કરતા; તથા વગર સંકોચે પોતાની જ્ઞાતિમાં પોતાના વડીલોને છાજતા અગ્રભાગ લેતા તેમજ સગાસંબંધીઓમાં સ્નેહપૂર્વક કાર્ય કરવા ઉત્સુક રહેતા અને ધટીત કાર્યો પાર ઉતારી આપતા હતા.

આ પ્રમાણે દીનચર્યા કરતા હતા. પોતાને ત્યાં આતિથ્ય—અભ્યાગતનું સન્માન યથાર્થ જળવાતું હતું; તે ઉપરાંત ગુપ્ત દાનક્રિયા પણ ચાલુ હતી, તેથી તે સંસ્કારોનો, સ્વ૦ મરહુમના જ્યેષ્ઠ પુત્ર બાલુભાઇ તથા ચંદુલાલ તથા અ. સૌ. તારાગવરી તથા અ. સા. મંગળાગવરીમાં ધીરે ધીરે ધર્મયુક્ત પ્રાદુર્ભાવ પામતો જોવામાં આવતો હતો.

એક વખત સત્સંગમાં કથા સમાપ્તિ થયા પછી તેઓએ ધર્મ ચર્ચા ચલાવી અને પોતાનું નિત્ય કર્તવ્ય શું એ પ્રશ્ન કર્યો, ત્યારે એમ જણાવવામાં આવ્યું, કે ગૃહસ્થાશ્રમના ધર્મને ગૃહસ્થાશ્રમીઓએ પ્રથમ પાલન કરવું એ યોગ્ય છે. વર્ણાશ્રમ ધર્મને અનુસરી ગૃહસ્થો ચાલે તો જરૂર કલ્યાણપ્રદ છે. તે ઉપરથી ધર્મમિમાંસા નિત્યકર્મને ધારણ કરવા તેમને ઉત્કંઠા થઈ અને ટુંકમાં એક પુસ્તક લખી મારી પાસે તૈયાર કરાવ્યું એટલે તે શ્લોક ગુજરાતી હોય તો સાધારણ ભણેલાંને પણ વાંચતાં વાર લાગે નહિ; માટે તેમ કરાવવા તેમજ સ્ત્રી-પુરુષો બાળકો વગેરેને ધર્મશિક્ષણ પ્રાપ્ત થાય એવા હેતુથી કેટલીક ધર્મવાર્તા મૂકવા તેમની ઈચ્છા થઈ અને તે ટુંક સમયમાં છપાવી બહાર પણ પાડયું; તેની જોતજોતામાં તમામ નકલો આશ્રમો, સત્સંગ મંડળો અને ધર્મજ્ઞ મનુષ્યોમાં ખપી ગઇ—એટલે તે ફરી છપાવવા તેમનો આગ્રહ હતો. પરંતુ મારી શારીરિક

સંપત્તિ યોગ્ય નહિ રહેવાથી કેટલાક સમય સુધી તે બની શક્યું નહિ. સંવત ૧૯૮૪ના ભાદ્રપદમાં નડીઆદ શ્રી નારાયણદેવના મંદિરમાં ભાગવત સપ્તાહ વાર્ષિક પારાયણ હતું, તે સમયે ત્યાં પણ મને એ જ સૂચન કર્યું. તે પછી તેઓશ્રી સુરત ગયા. દૈવયોગે તેમની પ્રકૃતિમાં વિક્રિયા થઈ. અવસાન કાળ નજીક આવતો ગયો તેજ માસમાં વદ ૧૩ને રોજ મને બોલાવ્યો. ધર્મમિમાંસા નિત્યકર્મ બીજી આવૃત્તિ છપાવવા માટે મને કહ્યું, મેં કહ્યું કે જરૂર તે બનશે. પછી તેમને શ્રીમદ્ ભાગવત અને ગીતાજી ઉપર અપૂર્વ પ્રેમ હોવાથી શ્રવણ કરવા ઇચ્છા જણાવી. મેં શુક પરિક્ષિત સંવાદમાંથી; મર્ણ સમયે જીવનું કતવ્ય તે વિષય શ્રવણ કરાવ્યો, બીજે દિવસે ગીતા શ્રવણ કરવા મને બોલાવ્યો. અને તે પણ શ્રવણ કરાવી અને તેજ દિવસે (ભાદ્રપદ કૃષ્ણ ચતુર્દશીએ) સાંજના છ વાગે ભગવદ્ સ્મરણ કરતાં કરતાં નાશવંત શરીરનો ત્યાગ કરી સદાને માટે તે પૂણ્યાત્મા સ્વર્ગ સિધાવ્યા. (તેમની અદ્યપિપર્યન્ત સત્સંગમાં ખોટ જ જણાય છે,) તેમની પાછળ ઘટીત ઉત્તર ક્રિયા કરી તેમના વાર્ષિક દિવસમાં તેમના પવિત્ર પુત્રોએ ધર્મ કર્તવ્યને ચાલુ રાખી સંવત ૧૯૮૫ના આષાડ માસમાં શ્રી ભાગવત સપ્તાહ બેસાડી સત્કાર્ય કર્યું એટલુજ નહિ પણ સ્વ૦ શેઠજીનો જે અંતિમ સંકલ્પ હતો; તેને સંપૂર્ણ કરવા ઉત્સાહપૂર્વક ધર્મમિમાંસા–નિત્યકર્મ બીજી આવૃત્તિ સુધારા વધારા સાથે તેમજ શ્લોકના અર્થ સાથે છપાવી તે કાર્ય પણ સંપૂર્ણ કર્યું.

ગૃહસ્થાશ્રમમાં રહી ધર્મયુક્ત યોગ્ય સંપત્તિ પ્રાપ્ત કરી માતા પિતા, શાસ્ત્ર, સદ્‌ગુરૂ વચનોનું પાલન કરનાર સત્પાત્ર સદ્‌ભાગી પુરૂષોને ધન્યવાદજ ઘટે છે. કારણ કે, શંકરાચાર્ય ભગવાન પણ કહે છે, કેઃ—

**ધન્યં માતા પિતા ધન્યો ગોત્રં ધન્ય કુલોદ્દભવ: ।**
**ધન્યાચ વસુધાદેવિ યત્રસાદ ગુરુ ભક્તતા ॥**

"ત્હેમની માતાને ધન્ય છે, ત્હેમના પિતાને ધન્ય છે, ત્હેમના ગોત્રને ધન્ય છે, જે કુળમાં ઉત્પન્ન થવાયું છે તે કુળને ધન્ય છે, અને જે પૃથ્વીમાં નિવાસ કરાય છે તે પૃથ્વીને પણ ધન્ય છે, કે જેણે સદ્દવિદ્યા પ્રાપ્ત કરી તે વિદ્યાનું દાન દીધું છે અને સદ્દગુરૂ પરમાત્માની ભક્તિ કરી છે."

જીવને મનુષ્ય જન્મ ધારણ કરી દયા, દાન દિનતા એજ ધર્મ પ્રતિપાદન કરવાનો છે. મનુષ્યોએ સર્વ પ્રાણી ઉપર દયા રાખવી, દાન દેવું અને નમ્રતા રાખી અહંમમત્વનો ત્યાગ કરવો.

કાયા, વાણી અને મન વડે મનુષ્યને ઘણાં દાન કરવાના છે. તેમાં અન્ન ને જળનું દાન શ્રેષ્ઠ ગણાય છે. તે કરતાં પણ અધિક જ્ઞાન દાન છે. શાસ્ત્ર વચન દ્વારા જ્ઞાન પ્રાપ્ત થાય છે, માટે શાસ્ત્ર પ્રણિત વચનો સરળ ભાષામાં નાનાથી તે મોટા સુધી વાંચી શકે, અને સમજી શકે, એવાં પુસ્તકો છપાવી પ્રસિદ્ધ કરી પડત કિંમતે આપવામાં આવે તો લોકને લાભ થાય અને સાહિત્ય પણ સસ્તુ બને. એટલા માટે પરોપકારી અને સાહિત્યના રસજ્ઞ જનોને ઇશ્વર સદા સર્વદા પ્રસન્ન રહી પરમાર્થ બુદ્ધિ અને જ્ઞાન ભક્તિનો અલભ્ય લાભ પ્રાપ્ત કરાવો. અસ્તુ.

પરમાત્મા પ્રભુને પ્રાર્થના કરવામાં આવે છે, કે તેમનાં સુક્રિત દિનપ્રતિદિન વૃદ્ધિ પામી તેમની યશ સાથે આ લોક–પરલોક પર્મગતિ હો. તથા સ્વર્ગસ્થ મરહુમ શેઠજીના અમર આત્માને પર્મ શાન્તિ થાઓ. તથા તેમના પુત્રો વિગેરે તેમજ જ્ઞાતિ વિગેરેને

સદ્‌વિદ્યા, શ્રી, યશ, આયુષ્ય ધર્મની પ્રાપ્તિ થાઓ; અને ભારતના યાવત સંતાનોમાં સ્વધર્મ અમી ઝરણાંની ઉત્કૃષ્ટ ભાવના પ્રકટો એજ પ્રાર્થના. લી. હરિના શુભ આશિર્વાદ સાથે જય શ્રી હરિ.

પ્રિય આત્મ સ્વરૂપો !

આ ધર્મમિમાંસા—નિત્યકર્મમાં કંઇ પણ ભુલચુક હોય તો તેને—

"ચાલણી થોથાં રાખીને, છાંડે માંહીથી છાર,
સુપડું સારજ સંગ્રહે, કરો એ વિવેક વિચાર."

ચાલણી જેવા સ્વભાવનો ત્યાગ કરી, સુપડાવત સ્વભાવ રાખવો મતલબ કે સાર ગ્રહણ કરવો. અસારનો ત્યાગ કરવો એ સજ્જનોની શોભા છે.

વિ. વિનંતિ કે:—આ પુસ્તકની કિંમત નથી પણ "એક પંથ દો કાજ જેવું છે." ટીપે ટીપે સરોવર ભરાય અને કાંકરે કાંકરે પાળ બંધાય. એ કહેવત મુજબ આ પુસ્તકને પોતાના ધર્મ પ્રાણ સમાન લેખી તે બદલ પોતાની શ્રધ્ધા શકિત પ્રમાણે ભેટ રૂપ જે કંઇક પણ રકમ (એટલે ઓછામાં ઓછા આઠ આના સુધી) સુરત હરિપુરા—સત્સંગ ભુવનમાં અર્પણ કરશો તો તે ભેટ પ્રભુ પરાયણ પુસ્તકો છપાવવામાં મદદરૂપ થઇ પડશે; અને કેટલાએકને તે પુસ્તકો ઉપયોગી થશે. માટે સુજ્ઞ ધર્મ બન્ધુઓ અને બ્હેનોએ પોતાની ધર્મયુકત ફરજ સમજવા ચુકવું નહિં. અંકલેશ્વર નિવાસી. શ્રી સદ્‌ગુરૂવર્ય શ્રી શુકદેવજી મહારાજ સ્વધામ પધાર્યા છે અને તેમના જીવન ચારિત્ર્યનાં પુસ્તકો છપાવવા પણ જરૂર છે; તો તેમાં પણ આ રકમ લોકહિતાર્થે ઉપયોગી થશે.





# ॥ ॐ श्री सद्गुरु कदेवो विजयतेतराम् ॥

## વિચારણા

આપણા શ્રૌત સ્માર્ત સનાતન વેદધર્મ હિન્દુશાસ્ત્રના આધારે ઉભય (સ્ત્રી પુરૂષો) વર્ગે ઘણા પ્રેમપૂર્વક વિવેકથી શ્રદ્ધાયુક્ત પોતાની ઉન્નતિ માટે અવશ્ય આચાર વિચારનું પાલન કરવા ચૂકવું જોઇએ નહિ, તેમજ જે જે વાંચવામાં કે શ્રવણ કરવામાં આવે તેમાં એકાગ્ર ચિત્તવડે કરી શબ્દને ઓળખી શબ્દાર્થ કરવો અને તે અર્થ સમજવો, સમજ્યા પછી અનુભવવો અને તેને વર્તુણુકમાં મૂકવો જેથી કાર્યની સિદ્ધિ સત્વર થાય, જ્યાં સુધી શબ્દજ્ઞાન યથાર્થ ન થાય, ત્યાં સુધી અર્થજ્ઞાન ન હોઇ શકે, અને અર્થજ્ઞાન વિના સત્માર્ગની યથાવિધિ પ્રાપ્તિ ન થાય, અર્થજ્ઞાન વિના અનુભવજ્ઞાન તો હોયજ ક્યાંથી અને અનુભવજ્ઞાન સિવાય કાર્યક્રમ વ્યવસ્થિતની આશા રાખવી એ ફોકટ છે.

આજકાલ બધે પ્રવૃત્તિ વિલક્ષણ જોવામાં આવે છે. અસત્યમાં સત્યની દૃષ્ટિ કરી હાલના જમાનાની ફેશનયુક્ત બ્રહ્મજ્ઞાનની સફાઇ વધી ગઇ છે, બ્રહ્મચર્યાશ્રમમાં ફેશન, ગૃહસ્થાશ્રમમાં ફેશન, સંન્યાશ્રમમાં

ફેશન, ભણવા-ગણવામાં ફેશન, ભોજન-જમવા-રમવા-હરવા-ફરવા સૂવા-બેસવામાં પણ ફેશન, ફેશન ને ફેશન, "ફેશન એટલે ગમે તેમ હો-ગમે તેમ થાય પણ ટાપટીપ-ચીપાચીપ-લખવામાં-વાંચવામાં બોલવામાં અને તમામ વસ્તુવિચાર માત્રમાં જ્યાં જૂઓ ત્યાં ફેશનબાઇ હાજરની હાજર" કોઇને શાસ્ત્ર પદ્ધતિનું સત્કર્મ ગમતું નથી, કોઇને શાસ્ત્ર પદ્ધતિનુ ઉપાસના કર્મ ગમતું નથી, કોઇને શાસ્ત્ર પદ્ધતિસર ચતુષ્ટ સાધન ષડ્સંપતિવાન થવું ગમતું નથી, કોઇને વર્ણ અને આશ્રમના ભેદો પણ ગમતા નથી. કોઇને આચાર-વિચાર કે પવિત્રતા ગમતાં નથી, આહાર-વિહારની સુદ્ધિનો સમુળગો નાશ થઈ ગયો. જણાય છે. આહાહા.... ઓ પવિત્ર મારી વ્હાલી ભારતભૂમિ પૂર્વેની ત્હારી સ્થિતિ ક્યાં? ત્હારામાં ઉત્પન્ન થઇ પવિત્ર કંદ, મૂળ, ફળ, ફુલનો આહાર કરી અત્યંત શુદ્ધિદ્વારા સંયમ નિયમનું પાલન કરી પર્મગતી મેળવનારા, દેવરૂષિ, બ્રહ્મરૂષિ, રાજરૂષિ સંત, મહાત્મા અને ભકતો જેવા નર રત્નો ક્યાં? અને હાલના જમાનાનાં ભાન ભુલી ગયેલાં મનુષ્યો ક્યાં? આ તે શું આશ્ચર્ય? કળીબળ કે બુદ્ધિની મંદતા, શું સમજવું?" ધર્મશાસ્ત્રનાં ઘણાં પુસ્તકો બહાર પડી ચૂક્યાં છે; વેદાન્તનાં પુસ્તકો જે બ્રાહ્મણોને ઘેર જોવા જતાં ભાગ્યેજ નીકળતાં તે વેદાન્તનાં પુસ્તકો મનુષ્ય માત્રને ત્યાં ખૂણે ખોચરે અથડાતાં જોવામાં આવે છે. વેદાન્તના વિષયમાં ઘણો કઠિણમાં કઠિણ ગ્રંથ યોગવાશિષ્ઠ તે તો હાલ દરેકને ત્યાં હોય છે. જેમાં એવા કઠિણ અને ગહન વિષયો છે, કે શબ્દજ્ઞાન, અર્થજ્ઞાન, અનુભવજ્ઞાનવાળા અભ્યાસી મુક્ત પુરૂષો પણ તેની ગૂઢ શક્તિને સમજી શકવા અશક્ત છે, તેમજ યોગવાશિષ્ઠના નેતા જે શ્રી વશિષ્ઠ ભગવાનના આગમને

અનુસરવા હજુ ઋષિ મુનિઓ પણ જીજ્ઞાસા રાખે છે. તેવા ગ્રંથનું અવલોકન કરી, "આજકાલ" ગમે તે જાતીના, ગમે તે વર્ણના ગમે તેવી સ્થિતિમાં પડી રહેનારા, અને ગમે તેવો આહાર-વિહાર કરનારા, સર્વ ભક્ષીજનો, ગુરૂકુળ આશ્રમ વિનાના દિક્ષાહીણ સાધન સંપત્તિ વિનાના, વિષયલંપટ વંચિત્ત જીવો મીથ્યા "અહંબ્રહ્માસ્મિ" કહી તત્વજ્ઞાનનાં બણગાં ફૂંકતા જોવામાં આવે છે; પરન્તુ તેવા શુષ્ક વંચક જ્ઞાનીઓનો માર્ગ છેક અધમાધમ જાણવો કારણ કે; પરમ માની સ્થૂલ પ્રકૃત્તિની સૃષ્ટિમાં સ્વધર્મપરાયણનીતિ યુક્ત સ્કૂલોમાં નિશાળોમાં અભ્યાસ કર્યા સિવાય ઘરખાનગી અભ્યાસીઓને જેમ નોકરી કે કોર્ટ કચેરીમાં દાખલ થવું અથવા હોદ્દો મળવો મૂસ્કેલ છે; તેમજ માન-પ્રતિષ્ઠા મળવી દુર્લભ છે, એવી રીતે મુખપાઠી જ્ઞાનીઓને આત્મ-સ્વરાજમાં પ્રવેશવું પણ મુસ્કેલ છે. જેમ જે હોદ્દાની નોકરી લેવી હોય; તેવો અભ્યાસ નિયમાનુસાર કરી પરિક્ષા આપી પાસ થવું જોઇએ, તેમ સંત-ગુરૂ શાસ્ત્રની નીતિરીતિ પ્રમાણે યોગ્ય આચરણ સુધારી ચતુષ્ઠ સાધન, ષડસંપત્તિ પ્રાપ્ત કરી, યમ, નિયમ, શમ, દમ, તિતિક્ષાદિ લક્ષણો દ્રઢસીખી પવિત્રતા, આચાર વિચારનું પાલન કરી, સ્થૂલ, શુક્ષ્મ અને કારણ ત્રણે દેહની શુદ્ધિ માટે કર્મ, ઉપાસના અને જ્ઞાન એ ત્રણેનું વિશુધ્ધ સેવન કરી પધ્ધતિસર સત્જ્ઞાન પ્રાપ્ત કરી વૈરાગ્યના દઢ અસ્ત્ર વડે ત્રણે દેહ-ત્રણે લોકની ઇચ્છાઓનો ત્યાગ કરી, વિશ્વ વ્યાપી પ્રેમ મંત્રનું અનુષ્ઠાન સાધી વિશ્વવિજયતા મેળવે; તેને આત્મપદ પ્રાપ્ત હોઇ શકે. આત્મપદ એ સહેલું નથી; આત્મપદ વિના સુખ-કે-શાંતિ પણ નથી. અને આત્મપદ મેળવ્યા વિના છુટકો યે નથી. માટે મનુષ્યોએ પહેલે ગ્રંથીઓથી અજરામર

રહવું જોઇએ. બ્રહ્મચર્ય-ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થ અને સંન્યાસ એ ચારે ધર્મની નીતિરીતિનું બરોબર પાલન કરવા ચૂકવું નહિ જોઇએ, એમ વેદ, શાસ્ત્ર, પુરાણ, ઇતિહાસાદિ પોકારી પોકારીને વારંવાર કહેતા આવ્યા છે અને કહે છે. તમે શાંત પ્રકૃતિથી જો જરા જોશો તો જણાશે કે, તમો કથા સાંભળવા જ્યાં ત્યાં દોડતા હશો; મંદિરે મંદિરે દર્શન કરતા હશો; સાધુ સંતને દેખીને ઘેલા થઇ જતા હશો; ગીતા, ભાગવત, રામાયણ અને વેદાંતનાં તત્ત્વજ્ઞ પુસ્તકો વાંચતા હશો; પણ તમે તમારાં કપડાં સાચવો છો, એટલું તમે તમારૂં મન સાચવતા નથી. તમારી ગટર અગર જાજરૂં ગંધાય તો પાંચ સાત ડોલ પાણી નાંખીને તેને તમે તુરત સાફ કરો છો, પણ તમારૂં મન કે ઇંદ્રિઓ ગંધાય; અને મનમાં અનેક કુવિચાર આવે, તેને શુદ્ધ કરવા ખ્યાલ કર્યો નહિ હોય:! તેનો તમે વિચાર કરી જૂઓ. ઘરનો દિવો સાચવો છો, એટલું યે તમે તમારૂં મન કે ઈંદ્રિઓને સાચવતા નથી. તમે તમારા ઘરની સંભાળ લ્યો છો; લૂણો લાગ્યો હોય ભેજ રહેતો હોય; તો સગવડ ખાતે ચૂનો, પત્થર, રંગ, રોગાન વિ૦ કરી સાફ બનાવો છો; પરંતુ તેટલી કાળજી, શરીર સ્વચ્છતા, ઇંદ્રિય સ્વચ્છતા, અને મન સ્વચ્છતા માટે શુભ વિચાર સરખો યે લાવતા નથી, તેનું કારણ શું? તેનો તમે પોતે જ વિચાર કરી જૂઓ. અનેક જન્મોથી કુવિચારની-કુવાસનાની ગંધ તમારા મનમાં એકઠી થતી આવે છે, તે તમામ ગંધને ધોઇ નાંખવા માટે, ઇશ્વિરે તમને આ તક આપી છે, શાસ્ત્રો. સંતો અને દેવો જ્યાં ત્યાં દરેક ધર્મમાં અગર દરેક સંપ્રદાયમાં તમને ચેતવણી-નોટીસ આપી રહ્યા છે, છતાં તમે નહિ માનો તો આ જે સત્તા આ જે સુખ-

તમને પ્રભુએ આપ્યું છે, તે પ્રભુ છીનવી લેશે; અને પશુ-પક્ષીની નીચ યોનીરૂપી ગમે તે જેલમાં પૂરી દેશે. એ વાત ભુલતા નહિ, માટે સવેળા ચેતી શુભ વિચાર કરી સત્કાર્ય કરવા મંડી પડો.

પ્રથમ શારીરિક શુદ્ધિ કરતાં શીખો, પછી ઇંદ્રિયોની શુદ્ધિ કરતાં શીખો, પછી મન શુદ્ધિ કરવાના ઉપાય કરો; પછી અંતઃકરણ સ્વચ્છ થાય તે માર્ગનું સેવન કરો; એટલે પરમ પવિત્ર આત્મ દર્શનમાં વિલંબ થશે નહિ અને સર્વ સુખોના સ્વામી સર્વ સુખ લઇ તમારી પાસેજ ઉભેલા દેખશો પછી તમે બીજા કને યાચના કરવા દોડતા હતા તે તમારી પાસે યાચના કરવા આવશે. તમે તેમાંથી ઘણી ખુશી સાથે તેમને આપશો પણ ખૂટશે નહિ, અને ઉલટું વધતું જશે, માટે પ્રથમ તેના પ્રયોગો સધ્ય કરો. શારીરિક શુદ્ધિ માટે નિત્ય વહેલા ઉઠો. ઉઠીને પ્રભુ પ્રાર્થના કરો. કાયીક, વાચીક, માનસીક બળ ઉત્પન્ન કરવા સંધ્યાપ્રયોગ નિત્ય કર્મ આચરો; મનુ ભગવાન પણ કહે છે કેઃ—

શ્લોકઃ—ઋષયો દિર્ઘસંધ્યત્વાદીર્ઘમાયુરવાપ્નુયુઃ ।
પ્રજ્ઞાં યશશ્ચ કીર્તિં ચ બ્રહ્મવર્ચસમેવ ચ ॥

અર્થઃ—મનુસ્મૃતિમાં કહ્યું છે કે અસલના ઋષિઓ સંધ્યાનું અનુષ્ઠાન કરવાથી જ દીર્ઘ આયુષ્ય, પ્રજ્ઞા યશ, કીર્તિ અને બ્રહ્મ-વર્ચસને ( બ્રહ્મપદને ) પામ્યા હતા; માટે આયુષ્ય વિગેરેની વૃધ્ધિ ઇચ્છનારાઓએ અવસ્ય સંધ્યાદિ સત્કર્મ કરવાં. (સ્નાન, સંધ્યા, પૂજા, પંચયજ્ઞ, દાન, પવિત્રતા ઇત્યાદીથી સંસ્કાર શુદ્ધ થાય છે.) સંસ્કાર વડે શરીરરૂપી ક્ષેત્ર શુધ્ધ થાય છે, પવિત્ર આચારવિચાર વડે પવિત્ર

કર્મબીજ અંતઃકરણમાં પડે છે; અને પવિત્ર નેષ્ઠા ભક્તિ વડે તે રક્ષાય છે. તેમાંથી પવિત્ર જ્ઞાનવૃક્ષ ઉત્પન્ન થઇ, મોક્ષરૂપી ફળ પ્રાપ્ત થાય છે. તે ફળ વિજ્ઞાન અનુભવાદિક વિધિ વડે પરિપકવ થઈ બ્રહ્મરસ પ્રાપ્ત કરાવે છે. એટલા માટે સંધ્યાદિ કર્મથી શુદ્ધ થઈ પવિત્ર અન્ન, જળ વિગેરેનું સેવન કરવું. જે પદાર્થ વીધિવત્ દેવને, સંતને, ગરીબોને અર્પણ કર્યા પછીજ લેવામાં આવે, તે પદાર્થ શુધ્ધ થઈ પોતાના શરીર, ઇંદ્રિયો મનને શુધ્ધ કરે છે.

અન્ન, જળ અને વાયુ એ ત્રણ મનુષ્યના જીવનનું અમૃત છે. આ ત્રણના વિકારથી મનુષ્યોને રોગોપદ્રવ થાય છે. આ ત્રણની શુદ્ધિથી આયુષ્ય. બળ. બુદ્ધિ સ્થિર થઇ આત્મપદ પ્રાપ્તિ કરાવે છે. આ ત્રણનો સંચાર બંધ પડે તો શરીરનો નાશ થાય છે. માટે અન્ન સ્વચ્છ—પવિત્ર લેવું. જળ પણ પવિત્ર અને નિત્ય ગાળીને લેવું. વાયુ પણ સ્વચ્છ લેવો, એટલે શુદ્ધ પવિત્ર વાતાવરણમાં રહેવું. એટલા માટેજ ઋષિમુનિઓ લખી ગયા છે; કે શુધ્ધાચરણી મનુષ્યોના સંગથી કાયામાં, વાણીમાં, મનમાં શુધ્ધતત્ત્વોનો સંચાર થાય છે. અને તેથી ઉચ્ચ સંસ્કાર વડે ઉર્ધ્વગતી થાય છે.

સ્થૂલ, શુક્ષ્મ અને કારણદેહ ( આ ત્રણ દેહનાં આવર્ણ ટાળવા માટેજ કર્મ, ઉપાસના અને જ્ઞાનની જરૂર છે. ) પંચકોશથી અવરાયેલો છે, તેમાં અન્ન, જળ અને વાયુની ગતિ વ્યાપ્ત થઈ ત્રણે દેહનું અસ્તિત્વ સચવાય છે. ત્રણે દેહના અસ્તિત્વથી સઘળાં કાર્ય સધાય છે. ઉંચ નિચગતીનું તે ત્રણે દેહ સાધન છે; માટે એ ત્રણે દેહમાં થતું પરિવર્તન અન્ન, જળ, અને વાયુનું કારણ છે; માટે પ્રથમ અન્ન, જળ અને વાયુ એ ત્રણે શુદ્ધ લેવાં.

શરીર અન્નમય કોશ છે; શરીરના જઠરમાં અન્ન જઈ પકવ થઇ તેના સત્વ વડે રૂધિરાદિ બની પ્રાણમય કોશદ્વારા નાડી આદિમાં વહન કરી, મનોમય કોશમાં દાખલ થઈ, ઇંદ્રિયોમાં ફરી વળી, વિજ્ઞાનમય કોશ જ્યાં બુદ્ધિ આદિ તત્વો છે; તેમાં પ્રવેશી પરમ તત્વ વિર્ય (શુક્ર) રૂપ બની આનંદમય કોશમાં વૃત્તિઓના સમૂહમાં ભળી આલોક-પરલોક વિગેરેની ઇચ્છાઓ રૂપ પ્રકાશ પમાડે છે. (આનંદમય કોશમાં-અજ્ઞાનની જે પ્રિય, મોદ અને પ્રમોદ વૃત્તિઓ છે તે રૂપે પ્રકાશ પામી સંકલ્પ-વિકલ્પ રૂપ મન, ચિત્તવંન રૂપ ચિત્ત, હું મારૂં વિગેરે કરનાર રૂપ અહંકાર, નિશ્ચય રૂપ બુદ્ધિ આ ચતુષ્ટમય જે અંતઃકરણ; વિશ્વબીજનું ક્ષેત્ર-વિશ્વચિત્રપટ અથવા પરમાત્મમય જગતને પ્રતિબિમ્બ રૂપે ધારણ કરનાર કેમેરો.) તે અંતઃકરણ પર્યંત અન્ન, જળ અને વાયુની ગતીનું જ કારણ છે. અન્ન, જળ અને વાયુનો ત્યાગ કરનાર યોગિઓ; આત્મ સ્વરૂપ-ચિદ્રુપતાથી બ્રહ્મસ્વરૂપ થયેલા હોય છે. આ ત્રણેનું પવિત્રતા વડે સેવન કરનારા એટલે તે ત્રણેને શુધ્ધ કરી ગ્રહણ કરનારા, ભક્તો-સંતો-મહાત્માઓ પણ બ્રહ્મ સ્વરૂપની વિચારણા-ભાવના વડે સિધ્ધ બ્રહ્મ સ્વરૂપ થયેલા હોય છે. આ બન્ને માર્ગથી વંચિત જીવો જન્મમર્ણના ચક્રમાં ફરતા હોય છે. માટે રાજમાર્ગને ધારણ કરી અન્ન, જળ, વાયુની શુધ્ધિપૂર્વક મનુષ્યે મનુષ્યત્વ મેળવી અંતઃકરણ સ્વચ્છતા માટે નિત્ય પવિત્રતા ધારણ કરી સત્કર્મ, ઉપાસના (ભક્તિ) અને જ્ઞાન આ ત્રણે અભેદભાવ વડે ધારણ કરવા. અને વ્યવહાર-પરમાર્થમાં નિયમથી પ્રેમપુર્વક વર્તવું જોઇએ.

કેટલાક શુષ્ક જ્ઞાનિઓ જ્ઞાનબધ જીવોનું એવું સમજવું છે કે

નાહ્યાધોયાથી અને ઉપવાસાદિક કરવાથી તેમજ સેવા પૂજન કરવાથી શું વળે ? ઉપરનો ડોળ અજ્ઞાની શ્રદ્ધાળુઓનો હોય છે. પરમાત્મા નાહ્યાધોયાથી મળતા હોય, ભુખે મરવાથી મળતા હોય, પત્થર પૂજવાથી મળતા હોય તો જળમાં માછલાં મગર રાતદિવસ નાહ્યા જ કરે છે. વેશ્યાઓ સફેદ વસ્ત્ર પહેરે છે. અજગરાદિ રાતદિવસ ભુખ્યા રહે છે, પત્થર પૂજવાથી પત્થર જેવા જ થવાય છે; માટે અમો તો મન શુદ્ધ રાખી આત્મવત્ રહીએ છીએ; "મન ચંગા તો કથરોટમાં ગંગા" એ બિચારા આત્મવેત્તા શુષ્કજ્ઞાનીજનો અહંબ્રહ્માસ્મિ–સર્વંખલ્વીદંબ્રહ્મ–બોલનારાની દૃષ્ટિમાંજ જગતનાં માછલાં અજગર-પથ્થર ઇત્યાદિની ક્રિયાઓનું સ્ફુરણું ક્યાંથી ઉઠયું ? જન્મ મરણની ભાવનારૂપી વાસના ટળી ગયા છતાં જન્મના ઉત્સવો અને મરણની હાયપીટ કરવાનું દ્વૈત ક્યાંથી ખડું થયું ? મુઆની પોકકે અને વરની જાનમાં ઘટતાં વસ્ત્ર પહેરવાનું દ્વૈતચેતન ક્યાંથી પ્રેરાયું ? કોઈના કટુ તિક્ષણ વચનો સ્હામે થવા અને પ્રિય વચનોમાં મોહ પામવાની દ્વૈતવૃત્તિ ક્યાંથી ફાટી નીકળી ? દેવસેવા જડ-પત્થરરૂપ જણાઇ, તો જડ–પત્થરરૂપ લક્ષ્મી અને છોકરાં છૈયાંની સેવા ઉત્સાહપૂર્વક કરવાની મમતાવૃત્તિ કયા ખુણામાંથી જાગ્રત થઈ ? ત્રિગુણાત્મક જકત વ્યવહાર નિર્ગુણ સ્વરૂપમાં હોઇ શકે ખરો કે ?

ધનવાન થયાનાં ચિન્હ, કીર્તીનાં ચિન્હ પ્રજા પ્રાપ્તિનાં ચિન્હ, હજામત કરાવ્યાનાં ચિન્હ, બાળપણનાં ચિન્હ યૌવનનાં ચિન્હ અને વૃદ્ધત્વનાં ચિન્હ પ્રત્યક્ષ સર્વે જોઈ શકે છે; તેમ વિશુદ્ધાચરણી–વિશુધ્ધાત્મ પુરૂષોનાં ચિન્હ શું નથી હોતાં ? બધા પ્રાણીઓ કદાપી પરિક્ષા ન કરી શકે જ. પણ અભ્યાસીની પરિક્ષા

આસ્તરો—ડીપોટીસાહેબો તો અવશ્ય કરી શકે જ. તેમ સાચા સત્જ્ઞાની-ઓની પરિક્ષા તેનાં સત્સાધન અને દૈવિક સંપત્તિથી આપોઆપ સમજી શકાય; આંખની રશ્મિવાળા સૂર્યનો પ્રકાશ ચોખ્ખો ને ચટ જોઈ શકે છે; માત્ર આંધળા—આંધળાને કે દેખતાને બેઉમાંથી એકેને જોઈ શકતા નથી. તેમ જ્ઞાનઅધ્ધ અંધ પુરૂષો નથી પોતાને જોઇ શકતા કે નથી બીજાને જોઇ શકતા; એ તો ફકત પોતાના મીથ્યાજ્ઞાનરૂપી અહંકારને જ હું એક છું એમ માને છે; તેઓ કરતાં હજાર દરજ્જે જ્ઞાન વગરના ભલા જીવો ઉપવાસ, દેવ, દર્શન, તિર્થ, વૃત્ત, પવિત્રતા વિગેરે પ્રભુનાં કંઇક અંગ છે અને મંગલ કર્ત્તા છે એટલી પણ ભાવના કરી ક્ષણીક તેમાં ચિત્ત રાખે છે અથવા મોહમાયામાં પડતા-આખડતા પણ પ્રભુના બ્હાને ફરે છે હરે છે, તે પગથીએ ચાલનાર વહેલો મોડો પણ ધીમે ધીમે ઠેઠ જશે, પણ પગથીઆને તોડી નાંખનાર ઉપર ચઢવો મુશ્કેલ છે.

મારા વહાલા આત્મ સ્વરૂપો! જ્યારથી શ્રી કૃષ્ણ પરમાત્મા સ્વધામ પધાર્યા, ત્યારથી નિચ કળિકાળે આ પવિત્ર પૃથ્વી ઉપર પ્રવેશ કર્યો છે. આજકાલ કરતાં છ હજારથી પણ વધુ વર્ષ થયા ધીરે ધીરે તે કળિકાળે પોતાનો અમલ જમાવા માંડ્યો છે; "સત્યયુગ એટલે પહેલો પહોર કહો—અગર—લઘુવય કહો ત્રેતાયુગ એટલે બીજો પહોર કહો—અગર—તરૂણાવસ્થા કહો—દ્વાપર યુગ એટલે ત્રીજો પહોર કહો-અગર યુવાનાવસ્થા કહો-કળિયુગ એટલે ચોથો પહોર કહો-અગર વૃધ્ધાવસ્થા કહો આ પ્રમાણે સમષ્ટિ સ્વરૂપની વૃધ્ધાવસ્થા—અગર—રાત્રિ-નોજ સમય આ કળિયુગ છે; વૃદ્ધાવસ્થામાં સ્મૃતિનો નાશ અને નેત્રનું તેજ ઓછું થતું જાય છે; તેમજ શાસ્ત્રીય જ્ઞાનનો નાશ અને

બુદ્ધિચક્ષુનો લોપ જ થતો જાય છે. અનેક કર્મમાં મોહ પામી બુધ્ધિતત્વ તદન વિકારી બની જવાથી. આ કળિકાળમાં મનુષ્ય માત્ર દૈહિક સુખના સંયોગે ભૌત્તિક પદાર્થોની ભાવનામાં ભરપુર રચીપચી રહેવાથી આત્મ અનાત્મનું ભાન ભુલી ગયા છે; અને છેવટ એટલે સુધી–શુદ્ધ અધ્યાત્મ યોગને એટલો બધો બેડોળ બનાવી દીધો છે કે મૂળા ભાજીથીએ પણ નજીવી વસ્તુ જેવો કરી નાંખ્યો કહીએ તો ચાલી શકે. નાનાથી મોટા સુધી સર્વેમાં શાસ્ત્રની દરેક વાત ઓહો જ થઇ ગઇ છે. આચાર. વિચાર, પવિત્રતા, ઉદારતા, સ્વધર્મ, વર્ણાશ્રમ વિગેરેનો લોપ કરી નાંખી પોતાના આત્માની અધોગતીને બારણે ખડા થઇ જતા સુધી આંખ સરખી ઉઘડતી નથી; અને એનું પરિણામ ધનથી, મનથી અને તનથી દુઃખ દુઃખ અને દુઃખ દેખાયા છતાં અનેક વિટમ્બણા ભોગવ્યા છતાં, દૈવ્યકોપ, રાજ્યકોપ, પ્રાણીકોપ, રોગોપદ્રવ વિગેરે કષ્ટો પડયા છતાં પરસ્પર સગાસંબંધીઓમા કલેશનાં મૂળ વધ્યા છતાં; પોતાના ખરા કર્તવ્યને પોતાના સ્વધર્મની નીતિ રીતિને અને પોતાની આત્મોન્નતિના દિક્ષા માર્ગ તરફ જરા પણ જોવાતું નથી, એનું નામ જ આત્મહત્યા.

મારા આત્મબંધુઓ ! આત્મહત્યા વિશે એક સુપ્રસિદ્ધ ગુર્જર કવિ નિચે મુજબ લખે છે તે જરા ધ્યાનમાં લેશો તો તમારાં પવિત્ર હૃદય રત્નાં હશે તો સમજાશે, કે ખરેખર આપણે અભક્ષ્ય અને અપવિત્ર, વાણી, પાણી અને અપવિત્ર ખાદ્યથી જ (ખાવના પદાર્થ) અધોગતીને માર્ગે વળ્યા જઇએ છીએ, અને દુઃખને આમંત્રણ આપી સુખની લાલશા રાખીયે છીએ. તે આકાશ પુષ્પવત્ જ છે.




## હરિગીત છંદ.

૧

શરૂઆતમાંથી શાસ્ત્રના, મન્તવ્યને માન્યા નહીં,
કૌટુંબી વ્યવહારો કશા, આચારમાં આણ્યા નહીં;
આપાત રમણિય અવનવી, રસમો રંગેરગમાં ભરી,
બસ ત્યાંથી હિંદુ જાતિયે, આ આત્મહત્યા આદરી.

૨

નેતૃત્વ નિરખી અન્યનું, ઉચ્છેદવા અધિરા થયા,
સુખ સામગ્રીનાં સાધનો, ગ્રહવા ઘટે નહીં ત્યાં ગયા:
વિધિ ને નિષેધો વૃધ્ધના, નીતિભ્રષ્ટતા સમજ્યા નરી,
બસ ત્યાંથી હિંદુ જાતિયે, આ આત્મહત્યા આદરી.

૩

પાત્રત્વને પરખ્યા વિના, પ્રમુખો બનાવ્યા પ્રાણના,
કરીને મનોચ્છિત કલ્પના, નિરમ્યા પથો નિર્વાણના;
જરૂરી કળા કૌશલ્યને, વચનોથી માત્ર રહ્યા વરી,
બસ ત્યાંથી હિંદુ જાતિયે, આ આત્મહત્યા આદરી.

૪

સુરમો ભરીને સ્વાર્થનો, ચતુરાઇથી નિજ ચક્ષમાં,
ભિંત્યો કુદ્યા સૌ ભેદની, રાચી અભક્ષા ભક્ષમાં;
નીતિસિધ્ધ નિષ્કામી બળે, ખળતા ન તરછોડી ખરી,
બસ ત્યાંથી હિંદુ જાતિયે, આ આત્મહત્યા આદરી.

૫

કર્મો કર્યાં પણ કર્મના, ખુદ મર્મને ખિલવ્યા નહીં,
પ્રીતિના ભર્યા પરમાર્થમાં, નિજ હાથને હિલચ્યા નહીં;
સહકારી સંસ્કારોથી ના, જાત્યૌન્નતિ પ્રસવ્યા જરી,
બસ ત્યાંથી હિંદુ જાતિયે. આ આત્મહત્યા આદરી.

૬

ગુરૂગમ્ય સૌ ઘટવી દીધી, આદર્શ આત્મ ઉપાસના,
ગર્વથી ગણકારી નહિં, અમરત્વની આશ્વાસના;
પ્રિછવ્યા શિખ્યા પરદેશીની, બળજોરીઓથી બરાબરી,
બસ ત્યાંથી હિંદુ જાતિયે આ આત્મહત્યા આદરી.

૭

દલીલો ભર્યાં દેવત્વને, મિરતાથી અંતરમાં ધર્યાં,
સૌજન્ય ઝરતાં શિક્ષણો, કર્તવ્યથી અળગાં કર્યાં;
ના ભાઇશંકર ભલપણે, તૃષ્ણાનું વ્હેણ શકયા તરી,
બસ ત્યાંથી હિંદુ જાતિયે, આ આત્મહત્યા આદરી.

કવિ ભાઈશંકરજી વિદ્યારામ પંડિત.

## ॥ ॐ ॥

અસતો મા સદ્ગમય । તમસો મા જ્યોતિર્ગમય ।
મૃત્યોર્માઽમૃતં ગમય ॥

*　　*　　*　　*

અર્થ—હે પ્રભો ! મને અસતમાંથી સતમાં લઇ જા;
હે પ્રભો ! મને અંધકારમાંથી પ્રકાશમાં લઇજા;
હે પ્રભો ! મને મૃત્યુમાંથી અમૃતમાં લઇ જા.

*　　*　　*　　*

અસત્યો માંહીથી, પ્રભુ પરમ સત્યે તું લઇ જા;
ઊંડા અંધારેથી, પ્રભુ પરમ તેજે તું લઈ જા;
મહા મૃત્યુમાંથી, અમૃત સમીપે નાથ લઈ જા;
તું હીણો હું છું તો, તુજ દર્શનાં દાન દઇ જા.



પરમાત્માની પવિત્ર સૃષ્ટિમાં વસનારા ભવ્ય ભરતખંડના પવિત્ર આત્મ સ્વરૂપો! જે આ સંસારમાં જન્મ પામી વેદ મર્યાદા, દેવમર્યાદા, ધર્મમર્યાદા, ગુરૂમર્યાદા, મનુષ્યમર્યાદા વિગેરે સમજે તેનેજ ધન્ય કહેવાય છે; અને એવા મનુષ્યમાં જ મનુષ્યત્વ હોય. બાકીના મનુષ્ય છતાં પશુવત્ જ કહેવાય. વેદમર્યાદા એટલે; વેદમાં જે જે કર્મ કરવાનાં કહ્યાં છે તેમાંયે પણ નિષ્કામ અને પરમાર્થ કર્મ શ્રેષ્ઠ કહેવાય તેને ગ્રહણ કરવાં તે; દેવ મર્યાદા એટલે દરેક ઈંદ્રિયોના અને દરેક અંગના અધિષ્ઠાતા જે દેવો છે, તે એક સ્વરૂપે પોતાના સ્થાનમાં રહે છે, અને શુક્ષ્મસત્તા સ્વરૂપે દરેકના અંગોમાં રહે છે તે જીવના કર્મોના સાક્ષીવત્ છે. તેઓની મર્યાદાનું પાલન કરવું તે; ધર્મ મર્યાદા એટલે પોતે શ્રીમનુભગવાને ત્રેતાયુગથી જીવના કલ્યાણરૂપે વર્ણ-આશ્રમ વિગેરે વ્યવસ્થા કરી સઉ સઉના અધિકાર નિર્માણ કીધા અને પોતપોતાનું કર્તવ્ય બતાવ્યું છે તેને અનુસરવું તે; ગુરૂ-મર્યાદા, (ગુરૂતત્ત્વ વિષયગહન છે.) એટલે, પ્રથમ માતપિતા-બીજા કુળાચાર્ય (ગોર) ત્રીજા ધર્માચાર્ય કોઇપણ દેવની દિક્ષાને માર્ગે લઈ જઈ ઇંષ્ટદેવમાં પ્રીતિ કરાવે તે; ચોથા -વિદ્યા-ગુરૂ આર્થિક વિદ્યા આપે તે; અને પાંચમા શ્રોત્રિય-બ્રહ્મનિષ્ઠ શ્રી સદ્દગુરૂ આત્મવિદ્યા વડે કરી વિશ્વવ્યાપી પ્રેમ પ્રકટાવી વિશ્વજ્યોતિ પરબ્રહ્મમાં જીવ-બ્રહ્મની ઐક્યતા કરી આપે તે; (આ સિવાય જેટલા પાસેથી સદ્દગુણ પ્રાપ્ત થાય તે ગુણ ગુરૂ કહેવાય.) મનુષ્યમર્યાદા એટલે, લોકનીતિ-લોકલાજ મેળવી લોકમાં પ્રતિષ્ઠા કીર્તિ પ્રાપ્ત થાય અને લોકમાં હળીમળી સમભાવથી વર્તવું તે; આ પ્રમાણે કોઇપણ જાતની મર્યાદાનો ભંગ ન કરવો જોઇએ અને સર્વ સાથે સ્નેહથી સંપી જંપીને રહેતાં

શીખવું જોઇએ. દિનપ્રતિદિન આલોક પરલોકનાં શ્રેસ્સકર સાધન સંપાદન કરવાં; નિત્ય શુદ્ધ ઉદ્યમી રહેવું; ધર્મ, અર્થ, કામ વડે કરી જેમ બને તેમ મોક્ષની પ્રાપ્તિ કરી લેવી; તેને માટે નિત્ય સતત પ્રયત્ન વડે સત્સંગદ્વારા—ગુરૂદિક્ષાને માર્ગે સાધન સંપન્ન થઈ વિશુદ્ધાચરણ વડે દુર્વાસનાનો ત્યાગ કરવો અને અંતઃકરણ શુધ્ધ રાખવું તપ, બ્રહ્મચર્ય સંયમ દમાદિવ્રત પાળી, યાવત પદાર્થમાં સત્યાસત્યનો વિવેક રાખી વિષયાદિ સુખોનો અભાવ લાવી સંપૂર્ણ વૈરાગ્યવંત થઇ શ્રોત્રિય એટલે શાસ્ત્ર સંપન્ન અને બ્રહ્મનિષ્ઠ એટલે બ્રહ્મમાં સાચી ઐક્યતા પામેલા એવા જે બ્રહ્મ તનુજ હોય તેમને શરણે જઇ દેહ, દ્રવ્ય, આબરૂ, સ્ત્રી, પુત્રાદિ સ્થૂલ પદાર્થોનું અભિમાન-મમત્વ ત્યાગ કરી સઘળું ગુરૂદેવની પ્રસાદી રૂપ સમજી ( તેમને અર્પણ કરી ) સમીધ, પુષ્પ, ભેટ અર્પણ કરી પ્રાર્થના યુક્ત કહેવું કે હે પ્રભો ! હે તારક ! હે સ્વામી ! હે દયાળુ ! હે દીનબન્ધો ! હે કૃપાનાથ ! કૃપા કરી મને ગુરૂ મંત્ર દીક્ષા આપી આ અસાર સંસારમાંથી તારો—બચાવો—ઉગારો, હું શરણ આવ્યો છું, તમોએ નિર્માણ કરેલાં સાધનો મેં આપની કૃપાથી સાધ્ય કર્યાં છે; હું અધિકારી બન્યો છું; અને તેની ઘટે તે રીતે પરિક્ષા કરી પછી મને ભવાબ્ધી તરવા અમરમંત્ર દિક્ષા આપો; આ દૃષ્ય પદાર્થ વિશે મને કંઈ પણ રૂચી રહી નથી; હું બહુ બહુ જન્મ આથડયો છું, કુટાયો છું; અને અનેક વાર મોહમાયાના સંગથી ઉચ્ચ નીચ શરીરો ધારણ કરી અનેક વેદનાઓ વેઠતો વેઠતો માંડ માંડ મનુષ્ય જન્મ પામ્યો છું; મને હવે જન્મ મરણરૂપી વ્યાધિથી મુક્ત કરો; એમ શુદ્ધ હૃદયથી ગદ્‌ ગદ્‌ કંઠે પ્રાર્થના કરવી; જેથી દયાળુ ગુરૂદેવ કૃપા કરી પરમપદ બ્રહ્મ-

લોકનું અખંડ સુખ આપવા નીતિનીયમ-વર્તમાન એટલે વર્તવાના નિયમ બતાવે તેનું પાલન કરવું. દંભરહિત, કપટરહિત, શઠતાનો ત્યાગ કરી નિર્મોહ અને નિરાભિમાની બની અનન્ય ભાવયુક્ત સેવા કરી શ્રી સદ્‌ગુરૂદેવને પ્રસન્ન કરી સત્ય વસ્તુ-જીવનું શુદ્ધ બ્રહ્મસ્વરૂપ તે પ્રાપ્ત કરી લેવું જેથી બીજું કંઇપણ પ્રાપ્ત કરવાનું રહેજ નહિ; અને તે પરમ દુર્લભ વસ્તુ મેળવ્યા પછી કોઇ વસ્તુની અપેક્ષાજ રહે નહિ. તોજ જન્મ ધર્યાનું સાર્થક્ય થયું ગણાય.

એટલા માટે મનુષ્યત્ત્વ પામવા આ ધર્મ મિમાસા નામનું પુસ્તક મારા આત્મબન્ધુઓ અને સુભાગી ભગિનિઓ માટેજ તૈયાર કરી કલ્યાણાર્થે બહાર પડવામાં આવ્યું છે તેનો દરેક જણ સદુપયોગ કરશે એજ કર્ત્તાનો પ્રયત્ન સફળ થયો સમજવામાં આવશે. પરમ-કૃપાળુ પરમાત્મા પ્રભુ સર્વેનું શુભ કરો એજ ઇચ્છુ છું.

શુભંભવતુ.



## મંગળાચરણ.

॥ श्री गणेशाय नमः ॥

ॐ વક્રતુણ્ડ મહાકાય સૂર્યકોટિસમ પ્રભો ।
નિર્વિઘ્નં કુરુ મે દેવ સર્વકાર્યેષુ સર્વદા ॥ ૧ ॥
ક્વાહં મંદમતિઃ ક્વેદં મંથનં ક્ષીરવારિધેઃ ।
કિં તત્ર પરમાણું વૈ યત્ર મજ્જતિ મંદરઃ ॥ ૨ ॥
ત્વં પિતા ત્વં ચ મે માતા ત્વં બંધુ સ્ત્વં ચ દેવતા ।
સંસારપ્રીતિભંગાય તસ્મૈ શ્રીગુરુવે નમઃ ॥ ૩ ॥

ન ગુરોરધિકં તત્વં ન ગુરોરધિકં તપઃ ।
તત્વ જ્ઞાનાત્પરં નાસ્તિ તસ્મૈ શ્રીગુરવે નમઃ ॥ ૪ ॥
ગુરૂપાદોદકં પિત્વા ગુરોરુચ્છિષ્ટભોજનમ્ ।
ગુરુમૂર્તિઃ સદાધ્યાનં ગુરુસ્તોત્રં સદા જપઃ ॥ ૫ ॥
મૂકં કરોતિ વાચાલં પંગુંલંઘયતે ગિરિમ્ ।
યત્કૃપા તમહંવન્દે પરમાનંદ માધવમ્ ॥ ૬ ॥
આપન્નોઽસ્મિ શરણ્યોઽસ્મિ સર્વાવસ્થોઽસ્મિ સર્વદા ।
ભગવં સ્ત્વાં પ્રપન્નોસ્મિ રક્ષમાં શરણાગતમ્ ॥ ૭ ॥
શુક્લાંબ્રહ્મવિચારસારપરમામાદ્યાં જગદ્વ્યાપિની ।
વીણાપુસ્તકધારિણીમભયદાં જાડ્યાંધકારાપહામ્ ॥
હસ્તે સ્ફાટિકમાલિકાં વિદધતીં પદ્માસને સંસ્થિતાં ।
પરમેશ્વરીં ભગવતીં બુદ્ધિપ્રદાં શારદામ્ ॥ ૮ ॥
યા કુંદેંદુતુષારહારધવલા યા શુભ્રવસ્ત્રાવૃતા ।
યા વીણાવરદંડ મંડિતકરા યા શ્વેતપદ્માસના ॥
યા બ્રહ્મચ્યુતશંકર પ્રભૃતિભિર્દેવૈઃ સદા વંદિતા ।
સા માં પાતુ સરસ્વતી ભગવતી નિ:શેષજાડ્યાપહા ॥ ૯ ॥
મન્નાથ શ્રી જગન્નાથો મદ્ગુરુઃ શ્રીજગદ્ગુરુઃ ।
સ્વાત્મૈવ સર્વભૂતાત્મા તસ્મૈ શ્રીગુરવેનમઃ ॥ ૧૦ ॥

---

# ધર્મ મિમાંસાના નિયમ ધ્યાનમાં લઈ આચરણમાં મૂકો.



(૧) ઇશ્વર સર્વવ્યાપક—સર્વેશ્વર—સર્વાંતર્યામી છે એવો દૃઢ નિશ્ચય રાખી સાકાર નિરાકારના વાદવિવાદમાં ઉતરવું નહિ.

(૨) શબ્દસ્વરૂપ પ્રણવમૂર્તિ શ્રૌતસ્માર્તસનાતનવૈદિકધર્મના પ્રચારક સર્વના હિતોપદેશી શ્રી સદ્‌ગુરૂ શ્રી શુકદેવજી રૂષિ મુનિઓમાં શ્રેષ્ઠ પદે વિરાજમાન છે. અને તેમનો ઉપદેશ સર્વને હિતકારી છે. માટે શબ્દબ્રહ્મ પરમગુરૂ તેજ છે.

શ્રોત્રિય બ્રહ્મનિષ્ટ બ્રહ્મ તનુજ્ઞે હોય તો તેમનો સનાતન સદ્‌ગુરૂપદનો અધિકાર છે, અને તેવા પરમ મંત્રસાધ્ય, કર્મઉપાસના જ્ઞાનસંયુક્ત અનુભવીને ગુરૂ કરી દિક્ષા લેવી, પણ મતવાદી, કે ખંડનમંડનમાં ગુંથાયલા પાસે દિક્ષા લેવી ન જોઇએ. કેવળ અનાત્મ આત્માના યથાર્થ જ્ઞાનપૂર્વક અભેદવાદી જ હોય તેવા સદ્‌ગુરૂ કલ્યાણદાતા છે.

(૪) પરમાત્મા સર્વ મનોરથ પૂર્ણ કર્તા છે; એવો દૃઢ નિશ્ચય રાખી ઢોંગી ધુતારાઓના વચનથી ફસવું નહિ; તેમજ કોઇ ચમત્કારથી લોભાવું પણ નહિ.

(૫) બ્રહ્મ એકજ છે અને શકિત, સૂર્ય, ગણપતિ, વિષ્ણુ, શંકર વિગેરે સર્વે બ્રહ્મની મૂર્તિ છે; પણ તે જૂદા છે એમ કદી માનવું નહિ. કારણ સર્વશકિતમાન્ પ્રભુએ કારણકાર્ય માટેજ તેવાં

તેવાં રૂપ ધારણ કર્યાં છે. (ખાંડ એકજ છે માત્ર તેનાં રમકડાં જુદાં દેખાય છે છતાં રમકડાં ખાંડમયજ છે.) માટે તે સાક્ષાત ઇશ્વરરૂપ બ્રહ્મજ છે.

(૬) બ્રાહ્મણ, સંત વિગેરે સત્પાત્રોને પરમેશ્વરનું સ્વરૂપ જાણી શકિત પ્રમાણે તેમની સેવા કરવી. તે શ્રાપ આપશે કે અનુગ્રહ કરશે એવો જરા ભય કે લોભ રાખવો નહિ, કારણ કે દયાળુ પ્રભુ કે ઈનું બગાડતાજ નથી, અને સુખ દુઃખ પોતાના કર્મથીજ ઉદ્ભવે .

(૭) સંસાર મિથ્યા અને નાશવંત છે, એવો દૃઢ નિશ્ચય કરી વહેમોને, સંશયોને દૂર કરવા પણ કુતર્કોના ભ્રાંતિમાં પડવું નહ.

(૮) શ્રી સદ્ગુરૂએ આપેલા ગુરૂમંત્રનો જાપ જરા પણ વિસારવો નહિ, તથા પાંચ તત્ત્વમાં સર્વ બ્રહ્માંડ આવી ગયું છે, એમ જાણી એજ મંત્રતારક અને સર્વોપરી છે, એવો દૃઢ વિશ્વાસ રાખી અર્થપુર્વક પ્રેમથી જાપ કરવો.

(૯) કોઇની નિંદા કરવી નહિ, તેમજ કોઇનો તિરસ્કાર કરવો નહિ, અને કોઈ સાથે વૈર રાખવું નહિ, પરંતુ સર્વ વ્યાપક પ્રેમમય જીવન ગાળવું.

(૧૦) ચોરી, જારી, હિંસા અસત્ય, અને મદ્યપાનાદિ વ્યસન કરવાં નહિ, તથા એ પાંચ અવગુણવાળા પ્રાણીને મદદ પણ કરવી નહિ.

(૧૧) આત્મા સત્ય છે અને નિત્ય [illegible] , [illegible] આ [illegible] ાત મિથ્યા છે અને અનિત્ય છે, હું પૂર્વકર્મને [illegible] મિ[illegible] ાત જોડે જોડાયો હતો તે હવે શ્રીગુરૂ કૃપાથી [illegible] સંપન [illegible] છ, પરમાર્થીક કર્મ, શુદ્ધ ઉપાસના અને વિશુદ્ધ [illegible] જ્ઞાન [illegible] છું, એમ માની. નિરંતર શ્રવણ અને મનન [illegible] [illegible] .

(૧૨) નિત્ય સત્સંગ તથા શાસ્ત્ર એટલે ગીતા, ભાગવત, તુલસીકૃત રામાયણ, અધ્યાત્મ રામાયણ, વિગેરે પાઠ, સ્તુતિનો દૃઢ અભ્યાસ રાખવો.

(૧૩) સંપૂર્ણ બને ત્યાં સુધી શુદ્ધતા રાખવી અને વર્ણાશ્રમના ધર્મો યથાશક્તિ પાળવા.

(૧૪) વિવેક, વૈરાગ્યાદિ સાધનો મારામાં કેટલાં છે અને કેટલાં શૂન્ય છે તેનો અને પ્રભુ કે સદ્‌ગુરૂ પ્રસન્ન થાય એવાં મેં કેટલાં કામ કર્યાં અને ગેરવ્યાજબી (અસત્ય) કેટલાં કર્યાં, તેનો દરરોજ સવારમાં ઉઠતાં અને સાંજે સૂતી વખતે વિચાર કરવો. અને સત્ય કર્મ કરવા સંકલ્પ કરવો.

(૧૫) માયા મહા પ્રબળ હોવાથી તેમાંથી છુટવું અત્યંત કઠણ છે, એમ જાણી જીવપણાની કંજુસાઇ અને સંકોચ છૂટવા માટે નિરંતર પરમાર્થ, દાન, પુણ્ય, કરવાં અને ઇશ્વર પ્રિત્યર્થે વરસ દિવસમાં થોડા દિવસ તીર્થવાસ અથવા એકાન્તવાસ કરી શાસ્ત્રયુક્ત આત્મ ચિન્તનમાં વિચારવંત થવું,

(૧૬) દરરોજ પ્રાતઃકાળે નિત્ય કર્મ, યોગ, ભજન, સેવાપાઠ જે બને તે કરવું; પોતાનું કલ્યાણ ઇચ્છનાર મુમુક્ષુ ગુરૂમુખી મનુષ્યે બ્રાહ્મમુહૂર્ત (સૂર્યોદય થતા પહેલાં બેચાર ઘડી)માં બિછાનામાંથી ઉઠી મુખ ધોઇ કોગળા કરી શાંતપણે બેસી શ્રીહરિનું સ્મરણ કરવું.



## ॥ સત્યં પરં ધીમહિ ॥



# નિત્ય કર્મ વિધિ.



(હર હંમેશ પ્રાતઃકાલમાં ઉઠવાનો સમય મનુ ભગવાને કહ્યો છે કે:-)

**શ્લોક:—બ્રાહ્મ મુહુર્તે બુધ્યેત ધર્માર્થાવનુ ચિન્તયેત્ ।**

**કાય કલેશાંશ્ચ તન્મૂલાન્ વેદતત્ત્વાર્થ મેવચ ॥ ૧ ॥**

**અર્થ:**—' સવારે પાંચ વાગે ઉઠી ધર્મ, અર્થનો અને તેના સાધન રૂપ શરીરના પરિશ્રમ અને વેદના મૂળ તત્વાર્થ શ્રી પરમાત્મા છે તેનું સર્વ પ્રકારે સ્મરણ કરવું એટલે મારા શરીરથી થનારો શ્રમ તે ધર્મપૂર્વક હો, સફળ હો, અધર્મ નહિ થાઓ, તેમ નિષ્ફળ નહિ નિવડો; એમ શ્રી પરમાત્મા પાસે યાચના કરવી. (પછી પોતાના બન્ને હાથની હથેલી જોવી. તે વખતે નીચલો શ્લોક ભણવો."

**શ્લોક:—કરાગ્રે વસતે લક્ષ્મીઃ કરમધ્યે સરસ્વતીઃ ।**

**કરમૂલે સ્થિતો બ્રહ્મા પ્રભાતે કરદર્શનમ્ ॥ ૨ ॥**

**અર્થ:**—" હાથના અગ્રમાં એટલે આંગળીના ટેરવામાં શ્રી લક્ષ્મીજીનો વાસ છે, મધ્ય ભાગમાં શ્રી સરસ્વતીજી અને કાંડામાં બ્રહ્મદેવ વાસ કરે છે. જેથી પ્રાતઃકાલમાં અવશ્ય પોતાના હાથનાં દર્શન કરવાં."

(પછી પ્રાર્થના શ્લોક નીચે પ્રમાણે બોલવા.)

**શ્લોક :—બ્રહ્મા મુરારિસ્ત્રિપુરાન્તકારી ભાનુ:શશી ભૂમિસુતો બુધશ્ચ ।**

**ગુરુશ્ચશુક્ર: શનિ રાહુ કેતવ: કુર્વન્તુ સર્વે મમ સુપ્રભાતમ્ ॥ ૩ ॥**

**અર્થ:**—'બ્રહ્મા, મુરદૈત્યના શત્રુ શ્રીકૃષ્ણ ભગવાન, ત્રિપુર દૈત્યનો નાશ કરનાર શ્રીશંકર ભગવાન, તથા સૂર્ય, ચન્દ્ર, મંગલ, બુધ, ગુરૂ, શુક્ર, શનિ, રાહુ, કેતુ એ બધા મારો મંગલ દીવસ કરો.'

**વિવેચન:**—"મનુષ્યો માત્ર ઘણું કરીને ધર્મ, અર્થ અને કામ એ ત્રણ વર્ગની વાસનાવાળા હોય છે, અને મનુષ્યને અર્થ કામની પ્રાપ્તિ કરાવી ચોથો વર્ગ જે પરમાનન્દની પ્રાપ્તિરૂપ મોક્ષમાં એટલે મુક્ત દશાએ પહોંચાડનારો ધર્મ છે, એમ સમજી ધર્મ વિરૂધ્ધ વા અધર્માચરણપૂર્વક અર્થ, કામમાં મારી પ્રવૃત્તિ ન હો; પણ કેવળ ધર્મપૂર્વક જ હો. એ પ્રમાણે જે પુરૂષ નિત્ય પ્રાત:કાળમાં દેવોનું સ્તવન કરે તો તે પછી અધર્મમાં પ્રવેશ નજ કરે. તેમ પરમાત્મા સદ્બુદ્ધિ આપી સદ્માર્ગમાં પ્રેરણા કરે છે, માટે ઉપરના શ્લોકને બોલી પથારીનો ત્યાગ કરી પૃથ્વી ઉપર પગ મૂકતાં પૃથ્વીદેવિને પ્રાર્થના કરવી, તે પ્રાર્થના નીચે મુજબ છે."

**શ્લોક:—સમુદ્રવસ દેવી પર્વતસ્તનમણ્ડલે ।**

**વિષ્ણુપત્નિ નમસ્તુભ્યં પાદસ્પર્શ ક્ષમસ્વ મે ॥ ૪ ॥**

**અર્થ:**—"સમુદ્રરૂપ વસ્ત્રોવાળી, પર્વતરૂપ સ્તન મંડલવાળી, શ્રી વિષ્ણુની પત્નિ હે પૂજ્ય પૃથ્વી ! તને પ્રાર્થનાપૂર્વક પ્રણામ કરૂં છું, કે મારા

સ્પર્શરૂપ અવિનયને માફ કર, અને તારામાં જે સઘળું સહન કરવાની શકિત છે તેવી શક્તિ મને આપ." (તે પછી પ્રાતઃસ્મરણ કરવું.)

**પ્રાતઃસ્મરણ શ્લોકઃ—પ્રાતઃસ્મરામિ ભવભીતિહરં મહેશં । ગંગાધરં વૃષભવાહનમંબિકેશમ્ ॥ ખટ્વાંગ શળવરદાભય- હસ્તમીશં । સંસારરોગહરમૌષધમદ્વિતીયમ્ ॥ ૫ ॥**

**અર્થઃ**—"સંસારના ભયના હરનારા, ગંગાને ધારણ કરનારા, વૃષભ જેનું વાહન છે એવા પાર્વતીના પતિ ખટ્વાંગ અને ત્રિશૂળ સહિત જેમના વરદ અભય હસ્ત છે એવા સંસાર રોગને હરનારા ઔષધરૂપ મહેશ્વરનું પ્રાતઃકાલમાં સ્મરણ કરૂં છું."

**શ્લોકઃ—શાંતાકારં ભુજગશયનં પદ્મનાભં સુરેશમ્ ।**
**વિશ્વાધારં ગગનસદૃશં મેઘવર્ણં શુભાંગમ્ ॥**
**લક્ષ્મીકાન્તં કમલનયનં યોગિભિર્ધ્યાનગમ્યમ્ ।**
**વંદે વિષ્ણું ભવભયહરં સર્વલોકૈકનાથમ્ ॥ ૬ ॥**

**અર્થઃ**—"શાંત આકૃતિવાળા, શેષ ઉપર શયન કરનારા, જેની નાભિમાં કમલ છે એવા દેવોના ઇશ, વિશ્વના અધિષ્ઠાન, આકાસ- સમ, મેઘશ્યામ, શુભ અંગવાળા, લક્ષ્મીના પતિ, કમલનેત્ર, યોગિઓ ધ્યાનથીજ જેમને મેળવી શકે છે એવા, સર્વ લોકોના અધિપતિ, ભવભયને હરનારા શ્રી વિષ્ણુ ભગવાનને હું વંદુ છું. આ પ્રમાણે પ્રાતઃસ્મરણ કરી, બાર કોગળા કરવા, તે પછી શૌચ કરવું."

**શૌચવિધિઃ**—શૌચ એટલે જંગલ—જાજરૂં જવું (સ્થળા- વકાશ પ્રમાણે વર્તવું.) સવારના વખતમાં ઉત્તર દિશા તરફ મુખ રાખી

બેસવું, સાંજે જવું પડે તો દક્ષિણ દિશા તરફ મુખ રાખી બેસવું. તે વખતે મૌન્ય રાખવું (બોલવું નહિ.) હાથ પગ ધોતી વખતે પવિત્ર મટોડું લઇ પાંચ સાત વખત હાથ પગ ધોવા. અને પછી મુખ, મસ્તક વિગેરે શરીરના અવયવો સ્વચ્છતાથી ધોઇ દંત ધાવન (દાતણ) કરવું. તે વખતે પવિત્ર વનસ્પતિની પ્રાર્થના કરવી, (દંતધાવન એક જગ્યા ઉપર બેસી બોલ્યા વગર વાતચિત્ત કર્યા વગર કરવું.)

**દંત ધાવન મંત્ર, શ્લોક:—**

**આયુર્બલં યશો વર્ચ: પ્રજાપશૂન વસૂનિ ચ ।**
**બ્રહ્મ પ્રજ્ઞાંચ મેધાંચ ત્વંનો દેહિ વનસ્પતે ॥ ૭ ॥**

**અર્થ:**—"હે વનસ્પતિ, તું મારામાં આયુષ્ય, બળ, યશ, તેજ, સદબુદ્ધિ પશુ, ધન, તથા પરમાત્મા સંબંધી અચલ ભક્તિ તેમજ ગુરૂ મુખથી સાંભળેલા શાસ્ત્રોના વિષયની ગ્રાહક શક્તિમાં નિર્મળ બુદ્ધિ ધારણ કર—એટલે મને આપ."

આ પ્રમાણે બોલી દાતણ કરવું પછી મુખ ધોઈ સૂર્ય દેવનો મંત્ર બોલવો. નીચે મુજબ.

**સૂર્યમંત્ર શ્લોક:—આદિત્યસ્ય નમસ્કારં યે કુર્વન્તિ દિને દિને ।**
**જન્માન્તર સહસ્ત્રેષુ દારિદ્ય નોપજાયતે ॥**

**અર્થ:**—"સૂર્ય ભગવાનને જે હરહંમેશ નમસ્કાર કરે છે તેને હજારો હજારો જન્મમાં દરિદ્રતા આવતી નથી. માટે શાંત ચિત્તે પ્રાત:કાળમાં નમસ્કાર કરવા."

**સ્નાન વિધિ:**—સ્નાન માટે ગંદુ અગર વાસી જળ વાપરવું નહિ. બને ત્યાં સુધી ઠંડા જળથી સ્નાન કરવું. જળનું પાત્ર જમણી બાજુ

રાખવું અને જળ (વરૂણ)ના મંત્રનો સોળ વખત ઉચ્ચાર કરવો. વં વરૂણાય નમઃ એમ (૧૬) વાર બોલી જવું પછી સંકલ્પ કરવો.

સંકલ્પ:—અત્રાદ્ય મહામાંગલ્ય ફલપ્રદ અમુક માસે (જે માસ હોય તે) અમુક પક્ષે (જે પક્ષ હોય તે) અમુક તિથૌ (જે તિથિ હોય તે) અમુક વાસરે (જે વાર હોય તે) મમ શરીર શુદ્ધયર્થં પ્રાતઃસ્નાનમ્ અહં કરિષ્યે. એમ કરી સંકલ્પનું જળ હાથમાંથી નીચે મૂકી દેવું.

અર્થ:—'અહિં આજે મહામંગલકારી ફલને આપનાર માસ, પક્ષ, તિથિ, વારે, મારી શરીર શુદ્ધિ માટે હું પ્રાતઃસ્નાન કરૂં છું."

(સ્નાન કરવાના જળમાં તીર્થોની ભાવના માટે પ્રાર્થના કરવી.)

શ્લોક:—પુષ્કરાદ્યાનિ તીર્થાનિ ગંગાદ્યા સરિતસ્તથા ।
આગચ્છન્તુ પવિત્રાણિ સ્નાનકાલે સદા મમ ॥
ગંગેચ યમુને ચૈવ ગોદાવરિ સરસ્વતિ ।
નર્મદે સિંધો કાવેરી, જલેઽસ્મિન્ સન્નિધિં કુરૂ ॥

અર્થ:—"પુષ્કર વિગેરે સર્વ તિર્થો અને ગંગા વિગેરે સર્વ પવિત્ર નદીઓ મારા સ્નાન કાળમાં આવો. હે ગંગા, યમુના, ગોદાવરિ, સરસ્વતી, નર્મદા, સિંધુ અને કાવેરી વિગેરે પવિત્ર જળ તીર્થો આ । જળમાં વાસ કરો. એ પ્રમાણે પ્રાર્થનાયુક્ત બરોબર સ્નાન કરી શુદ્ધ ધોએલા રૂમાલથી શરીર લુછી, ધોયેલું શુભ્ર વસ્ત્ર પહેરી નિત્યકર્મ કરવાની જ્યાં શુદ્ધ જગ્યા હોય ત્યાં પૂર્વ દિશા કે ઉત્તર દિશા તરફ મુખ રાખી દર્ભ કે ઉન્નન કે કામળનું પવિત્ર આસન નાંખી તે ઉપર બેસવું. પંચપાત્ર (પવાલું) ત્રભાણી, આચમની, દીવી

દીવાસળીની પેટી, ભસ્મ, ચંદન, પુષ્પ, માળા, ધુપ, દેવમૂર્તિ, અગર ઇષ્ટશ્રીની કે શ્રીસદ્‌ગુરૂ દેવની છબી આ બધું પાસે તૈયાર રાખવું. નિત્ય નિયમનું કાર્ય શરૂ કર્યા પહેલાં તેમાં **શ્રદ્ધાને** કેળવવી જોઇએ એવો ઉત્તમોત્તમ નિયમ છે." કારણ કે,

**"શ્રદ્ધા સઘળા સુખ મૂળ છે, શ્રદ્ધા વિના બધું ધૂળ છે."**

"માટે સ્વસ્થ **ચિત્તથી પ્રથમ** નિશ્ચય કરવો કે હું કોણ છુ ? **અને** મારૂં કર્તવ્ય શું છે ? તેના જવાબમાં વિચારવું કે;

(૧) જે આર્યોના **પવિત્ર** અને સદા **જીવનની સુગંધ અદ્યાપિ** પર્યંત સમસ્ત દુનિઆના તત્ત્વવેત્તાઓને આનન્દ આપી **રહી** છે; જેઓના સંતોષ અને સદાચરણનું અનુકરણ કરનારને **અદ્યાપિ** પર્યંત ફલ **આપી** રહ્યાં છે; જેઓના લખેલા **સદ્‌ગ્રંથોનો** વારસો દુનિઆ હજી સુધી ભોગવી રહી છે; **તે સમર્થ** આર્યોમાંના એકનો હું બાળક છું—માટે પામરપણું મ્હને છાજતું **નથી—સિંહનાં બચ્ચાં** સિંહજ **હોવાં જોઇએ.**

(૨) **જે ધર્મમાં રામકૃષ્ણાદિ** નામ ધારણ કરીને સાક્ષાત્ ઇશ્વરે અવતાર લીધા છે, જે ધર્મમાં, **વેદ, ઉપનિષદો, ગીતા, પુરાણો,** અને સ્મૃતિઓ આદિ અખૂટ જ્ઞાન ધન છે, અને જે **ધર્મના** શિક્ષણ માટે **શ્રીમદ્** જગદ્‌ગુરૂ **આદ્યશંકરાચાર્ય, શ્રીમદ્ વલ્લભાચાર્ય, શ્રીમદ્ રામાનુજાચાર્ય, સ્વામી શ્રી-સહજાનંદજી,** ભક્તરાજ કબીર, મહાત્મા તુલસીદાસજી, નરસિંહ **મહેતા,** તુકારામજી, જ્ઞાન દેવ, સ્વામીજી રામકૃષ્ણ **પરમહંસ,** સ્વામી રામતીર્થ, સ્વામી વિવેકાનંદજી આદિ **સમર્થ** ધર્માચાર્યો અને સંતો

મહાત્માઓ લીલાતનુ ધારણ કરી ગયા છે. તે સનાતન ધર્મનો હું એક અનુયાયી છું. માટે નાસ્તિકતા મને ઘટતી નથી.

( ૩ ) **પ્રભુના નામ** સિવાય કોઈ અમર નથી. આ મારો પંચભૂતાત્મક દેહ પણ એક વાર પડવાનો છે, અને તેની સાથે આ જે મારૂં મારૂં દેખાય છે, તે પણ સર્વે ફના થવાનું છે. માટે મારે દેહના **સુખો** કરતાં આત્મિક સુખમાં વધારેને વધારે પ્રયત્ન કરવો જોઇએ. હું અંદરથી બોલું છું તે **"ચૈતન્ય સ્વરૂપ છું."** આળસ, અનીતિ અને એશઆરામ, આલોક અને પરલોક બગાડનારાં છે. (જેવી ભાવના તેવું ફળ સમજી ભાવના ઉત્તમ કરવી જોઇએ.) એવો નિશ્ચય કર્યા પછી શુદ્ધ **બ્રહ્મ ભાવના** વડે પવિત્ર નિત્ય કર્મ કરવું."

## —સંધ્યોપાસના—

### ભસ્મ-તિલક ધારણ વિધિ.

પ્રથમ ડાબા હાથમાં ભસ્મ અથવા ગોપીચંદન લઇ જમણે હાથે જળ મૂકી મર્દન કરવું. અને નીચે પ્રમાણે મંત્ર બોલવો.

**મંત્ર—અગ્નિરિતિભસ્મ, વાયુરિતિભસ્મ, જલમિતિભસ્મ-સ્થલમિતિભસ્મ ।**

**સર્વાંહ્યવાઇદંભસ્મ મન એતાનિચક્ષુંષિ ભસ્માનિ ।।**

**અર્થ:**—"અગ્નિ એ ભસ્મ છે, વાયુ એ ભસ્મ છે, જલ એ ભસ્મ છે, સ્થલ એ ભસ્મ છે અથવા આ સર્વ ભસ્મરૂપ છે, અને મન વિગેરે સર્વ ઇન્દ્રિયો પણ ભસ્માત્મક છે."

આ પ્રમાણે મંત્ર બોલી બન્ને હાથ વડે **લલાટે**, હૃદયે, કંઠે, બાહુ, (હાથે) કુક્ષી (કુખે) વિગેરે ભસ્મ ધારણ કરવી." પછી.

શિખાબંધનમ્—શ્લોકઃ—

ચિદ્રુપે મહામાયે દિવ્ય તેજઃ સમન્વિતે ।
તિષ્ઠ દેવિ શિખાબંધે તેજો વૃદ્ધિં કુરુષ્વ મે ॥
(ચોટલીની ગાંઠ વાળવી)

અર્થ:—"ચૈતન્ય સ્વરૂપ, દિવ્ય તેજ યુક્ત હે મહા માયા દેવી! તમો મારા શિખા બંધનમાં વસો અને મારા તેજની વૃદ્ધિ કરો."

એ પ્રમાણે બોલી શિખા [ચોટલી]ની ગાંઠ વાળવી. પછી હાથ ધોઇ નાંખવા અને પછી આચમન કરવાં." (હાથ લુંછવા ખભા ઉપર પવિત્ર રૂમાલ પ્રથમથી રાખવો.)

**આચમન વિધિઃ**—જમણા હાથમાં જળ લઇ હ્રીં કેશવાય નમઃ હ્રીં નારાયણાય નમઃ હ્રીં માધવાય નમઃ એમ ત્રણવાર આચમન કરવું, હ્રીં ગોવિંદાય નમઃ એમ બોલી પછી જમણો હાથ ધોઇ નાંખવો.

**પ્રાણાયામ વિધિ:**—પ્રાણાયામ કરવો અગર ૮–૧૦ શ્વાસ પ્રશ્વાસથી ચિત્ત વૃત્તિ શાન્ત કરવી. (પ્રાણાયામ કરવો હોય ત્યારે ગુરૂ મંત્રથી અથવા દ્વાદશ અક્ષર મંત્રથી કરવો. પ્રાણાયામ કરતી વખતે આંખો બંધ રાખી, મૌન ધારણ કરી, ડાબા નસકોરા દ્વારા થોડો રેચક કરી પછી જમણા હાથની અનામિકા તથા ટચલી આંગળીથી નાકનું ડાબું છિદ્ર દબાવી, જમણા છિદ્રદ્વારા બહારના અમૃતમય વાયુનું યથાંશકિત આકર્ષણ કરવું. એ સમયે ગુદાને સંકોચવી. પછી અંગુઠા વડે જમણ છિદ્ર પણ રોકવું, અને ડોકને નીચી નમાવી, પૂરેલા પવનને રોકી રાખવો. પછી ડોકને પૂર્વવત્ ઉંચી કરી, નાભિને યથાશકિત બરડા ભણી ખેંચી, ડાબા

છિદ્ર ઉપરથી અનામિકા તથા ટચલી આંગળી ઉપાડી લઈ, તે વાટે અંતરના પવનને ધીરે ધીરે બહાર કાઢવો, આ એક પ્રાણાયામ થયો. આવા ત્રણ પ્રાણાયામ કરવા જોઇએ.) પ્રાણાયામ કર્યા પછી ચારે દિશાએ અને અધઃઉર્ધ્વ નમસ્કાર કરવા. **પૂર્વે ઇન્દ્રાય નમઃ દક્ષિણે યમાય નમઃ પશ્ચિમે વરૂણાય નમઃ ઉત્તરે કુબેરાય નમઃ પાતાલે શેષ નારાયણાય નમઃ આકાશે બ્રહ્માય નમઃ** એમ નમસ્કાર કર્યા પછી જમણા હાથથી મંત્ર વડે, નાસિકા નેત્ર, કાન, નાભિ, હૃદય, કંઠ, મુખ વિગેરે સ્થાને સ્પર્શ કરવો. તે વખતે નીચે પ્રમાણે મંત્ર બોલવો.

**મંત્ર:**—વિષ્ણુ વિષ્ણુઃ વાક્ વાક્, પ્રાણઃ પ્રાણઃ ચક્ષુ ચક્ષુઃ શ્રોત્રં શ્રોત્રં, નાભિઃ હૃદયં, કંઠં, મુખં, શિરઃ શિખા, બાહુભ્યાં યશોબલં ॥

તે પછી ડાબા હાથમાં જલ લઇ શરીર ઉપર છાંટવું.

**શ્લોકઃ—અપવિત્રઃ પવિત્રો વા સર્વાવસ્થા ગતોપિ વા ।**
**યઃ સ્મરેત્ પુંડરીકાક્ષં સબાહ્યાભ્યંતરઃ શુચિઃ ॥**

**અર્થ:**—"અપવિત્ર હોય કે, પવિત્ર હોય અને કોઈપણ અવસ્થાને પ્રાપ્ત થયેલો હોય તોપણ જે કોઇ કમલ નયન વિષ્ણુ ભગવાનનું સ્મરણ કરે છે તે અંદર અને બહાર પવિત્ર બને છે. પછી સંકલ્પ કરવો."

**સંધ્યાવિધિનો સંકલ્પ:**—અત્રાદ્ય મહામાંગલ્ય ફલપ્રદ, અમુક માસે અમુક પક્ષે, અમુક તિથૌ, અમુક વાસરે, શુભ નક્ષત્રે, શુભ સુસ્થિતે, ચંદ્રે શુભપુણ્ય તિથૌ મમોપાત્ત દુરિતક્ષયદ્વારા શ્રી પરમેશ્વર પ્રિત્યર્થે પ્રાતઃ સંધ્યોપાસનમહં કરિષ્યે ॥

**અર્થ:**—"અત્યંત મંગલકારી ફલને આપનાર માસમાં અમુક

તિથી, વાર, શુભ નક્ષત્ર, શુભ સ્થાનમાં રહેલા ચંદ્ર યોગમાં, અમુક પુણ્યતિથએ મારાં એકઠાં થયેલાં પાપના નાશ માટે અને પરમેશ્વરની પ્રસન્નતા માટે હું પ્રાતઃસંધ્યાની ઉપાસના કરીશ." પછી—

આસન ઉપર બેઠા બેઠા પૃથ્વીને હાથ અડાડી નીચેનો શ્લોક બોલવો.

॥ ભૂ પ્રાર્થના ॥

**શ્લોકઃ—પૃથ્વી ત્વયાધૃતા લોકા દેવિ ત્વં વિષ્ણુના ધૃતા ।**
**ત્વં ચ ધારયમાં દેવિ પવિત્રં કુરૂ ચાસનમ્ ॥**

**અર્થઃ**—"હે પૃથ્વી દેવિ ? તારા વડે સર્વ લોક ધારણ કરાયેલા છે; અને તું વિષ્ણુથી ધારણ કરાયેલી છે; માટે હે દેવી ? તું મ્હને ધારણ કર અને મ્હારૂં આસન પવિત્ર કર, ત્યાર પછી ભૂત શુધ્ધિ માટે ડાબા હાથમાં સરસવ કે, ચોખા લઇ ઉપર જમણો હાથ ઢાંકી; નીચેના શ્લોક બોલવા."

**શ્લોકઃ—અપ સર્પન્તુ તે ભૂતા યે ભૂતા ભૂમિ સંસ્થિતાઃ ।**
**યે ભૂતા વિઘ્નકર્તારસ્તેનશ્યંતુ શિવાજ્ઞયા ॥**
**અપ ક્રામંતુ ભુતાનિ પિશાચા સર્વતો દિશમ્ ।**
**સર્વેષામ વિરોધેન સન્ધ્યા કર્મ સમારભે ॥**

**અર્થઃ**—"ભૂમિને વિષે જે વિઘ્ન કરનારાં, પ્રાણિઓ રહેલાં છે, તે શીવની આજ્ઞાથી નાશ પામો; અને બધી દિશામાં વિરોધ કરનાર ભૂત. પિશાચ વિગેરે ક્રુર પ્રાણિઓ છે તે પણ દૂર થઇ જાઓ; એટલે તે દરેકના અવિરોધથી હું સંધ્યા કર્મ આરંભુ. ' એટલું બોલી સરસવ કે અક્ષત હાથમાં જે હોય તે મુસ્તક ઉપર ફેરવી ચારે દિશા

તરફ ફેંકી દેવા, અને પૃથ્વી ઉપર ડાબો પગ ત્રણ ... ઠોકવો."
પછી ન્યાસ કરવા.

**ન્યાસવિધિઃ—નં પાદાભ્યાં નમઃ (પગને) ... જાનુભ્યાં નમઃ (ઢીંચણને) ભં કટિભ્યાં નમઃ (કેડે) ગં નાભ્યૈ નમઃ (ડુંટી) વં હૃદયાય નમઃ (છાતીએ) તે બાહુભ્યાં નમઃ (... હાથે) વાં કંઠાય નમઃ (કંઠે) સુમુખાય નમઃ (મુખે) દેં નેત્ર... નમઃ (નેત્રે) વાં લલાટાય નમઃ (કપાળે) યં મૂર્દ્ને નમઃ (... વચ્ચે) નમો ભગવતે વાસુદેવાય નમઃ (સર્વાંગે)** પછી ... ઉપર એટલે એટલે સૂર્ય નારાયણ ભગવાનની ભાવના યુક્ત ... **કરવી.**

**પ્રાર્થના શ્લોકઃ—**ધ્યેયઃ સદા સવિતૃમંડલમ... નારાયણઃ સરસિજાસનસન્નિવિષ્ટઃ કેયુરવાન્મકરકુંડલવાન્ કિરીટ... હિરણ્મય વપુર્ધૃતશંખચક્રઃ ।।

**અર્થઃ—**"સૂર્ય મંડલની મધ્યમાં વસનારા, ... **ઉપર** બિરાજનારા, કેયુરને ધારણ કરનારા, મકરાકૃતિ કુંડલ ... **મુકુટને** ધરનારા, વનમાળાયુક્ત સુવર્ણમય વિગ્રહવાળા અને ... **શંખચક્ર** ધારણ કર્યાં છે એવા, નારાયણ ભગવાન સૂર્યનું ... **ધ્યાન** કરીએ છીએ." આ પ્રમાણે પ્રાર્થના કરી. પછી ... **લઈ** સૂર્ય નારાયણનું પૂજન કરવું. **સૂર્ય મંડલસ્થિ... ત્તમાય નમઃ** એમ બોલી—સર્વોપચારાર્થે—ગંધાક્ષત પુ... **મર્પયામી** (ચંદન પુષ્પ લઇ બ્રહ્મ સ્વરૂપી સૂર્ય નારાયણને ... **કરવું**) પછી અર્ઘ્ય આપવા પાત્રમાં જલ, ચંદન, પુષ્પ, ... ઉભા **થઇ** તરભાણામાં ત્રણવાર અર્ઘ્ય આપવા. ત્રણે વખત નીચેને ... શ્લોક બોલવો.

શ્લોકઃ—નમો વિવસ્વતે તુભ્યં ભાસ્વતે વિષ્ણુતેજસે ॥
નમઃ સવિત્રે શુચયે સવિત્રે કર્મદાયિને ॥
શ્રી સૂર્ય નારાયણાય નમઃ એષતેઽર્ધ્યઃ ॥

અર્થઃ—"હે કાન્તિયુક્ત, વિષ્ણુસમ તેજવાળા, હે વિવસ્વાન (સૂર્ય) આપને નમસ્કાર હો, હે સર્વ કર્મફળને આપનાર પવિત્ર સૂર્ય નારાયણ ભગવાન આપને નમસ્કાર હો, હે સૂર્ય નારાયણ ભગવાન આ અર્ધ્ય હું આપને અર્પણ કરૂં છું, આપને નમસ્કાર હો."

આ પ્રમાણે અર્ઘ્ય આપ્યા પછી આસન ઉપર બેસી હાથમાં જળ લઈ **નમોભગવતેવાસુદેવાય** એ મંત્ર ભણી પોતાની ચારે બાજુ જળ છાંટવું, પછી ઉભા થઇ બન્ને હાથમાં ચંદનવાળુ પુષ્પ લઈ ઉંચ હાથ કરી સૂર્યોપસ્થાન કરવું. તે વખતે નીચેનો શ્લોક બોલવો.

શ્લોકઃ—નમોઽસ્ત્વનંતાય સહસ્રમૂર્તયે સહસ્રપાદાક્ષિશિ-
રોરુબાહવે ॥
સહસ્રનામ્ને પુરુષાય શાશ્વતે સહસ્રકોટિયુગ-
ધારિણે નમઃ ॥

અર્થઃ—"જેમનાં હજારો સ્વરૂપો છે, જેમને હજારો ચરણ, નેત્ર, મસ્તક, જંઘા અને હસ્ત છે, જેનાં હજારો નામો છે, જે સહસ્રકોટિ યુગને ધારણ કરનાર છે, એવા અન્તરહિત શાશ્વત પુરૂષને નમસ્કાર હો."

"સૂર્યોપસ્થાન કર્યા પછી પુષ્પ ચંદનવાળાં કરી વધાવી દાઢથી

(બાર) નમસ્કાર કરવાં. દ દશ નમસ્કાર કરતી વખતે નીચે પ્રમાણે બાર નામ બોલવાં."

**દ્વાદશ નમસ્કારઃ**—મિત્રાય નમઃ રવયે નમઃ સૂર્યાય નમઃ ભાનવે નમઃ ખગાય નમઃ પૂષ્ણે નમઃ હિરણ્યગર્ભાય નમઃ મરિચયે નમઃ આદિત્યાય નમઃ સવિત્રે નમઃ અર્કાય નમઃ ભાસ્કરાય નમઃ ॥

આ પ્રમાણે નમસ્કાર કરી, પછી પ્રદક્ષિણા કરી દંડવત્ કરવા, અને પ્રાર્થના કરવી.

**પ્રાર્થના શ્લોકઃ—નમઃ સવિત્રે જગદેકચક્ષુષે જગત્પ્રસૂતિ-
સ્થિતિનાશહેતવે ॥
ત્રયીમયાય ત્રિગુણાત્મધારિણે વિરંચિ-
નારાયણશંકરાત્મને ॥**

**અર્થ.**—'સર્વ પ્રાણીઓને પેદા કરનાર, સમસ્ત જગત્ જેનું એક નેત્ર છે, જગતની ઉત્પત્તિ, સ્થિતિ, અને નાશના કરનાર, વેદત્રયી (ત્રણવેદમય) રૂપ, ત્રીગુણ સ્વરૂપને ધરનારા, **બ્રહ્મા, વિષ્ણુ** અને **શીવ સ્વરૂપ** ભગવાનને નમસ્કાર હો."

"પછી સ્થિર ચિત્તથી **પદ્માસન** અગર અનુકૂળ આવે તેવું આસન કરી **ગાયત્રી મંત્ર** અગર **ગુરૂમંત્ર** અગર **પંચાક્ષરમંત્ર** કે **દ્વાદશાક્ષરમંત્ર**ની એક, પાંચ કે દશ જેટલી બને તેટલી માળાનો **જાપ કરવો**" (જાપ કરી રહ્યા પછી નીચે મુજબ સંકલ્પ સમાપ્ત કરવો.)

**સંકલ્પઃ—અનેન યથાશક્તિ જપપૂર્વક પ્રાતઃ સન્ધ્યાખ્યેન કર્મણા શ્રી પરમેશ્વરઃ પ્રિયતાં નમમ ॥ વિષ્ણવે નમો વિષ્ણવે નમો વિષ્ણવે નમઃ ॥**

**અર્થ**:—"શક્તિ પ્રમાણે થયેલા આ જપ પૂર્વક પ્રાતઃ સન્ધ્યા નામના કર્મથી શ્રી પરમેશ્વર પ્રસન્ન થાવ. પણ તે કર્મ મારા માટે ન હોવ."

**॥ ઇતિ પ્રાતઃસન્ધ્યા સમાપ્તિ ॥**

મધ્યાહ્ન સન્ધ્યા નિમિત્તે એક અર્ધ્ય ઉભા થઇ ચંદન પુષ્પ સહિત સૂર્યને આપવો. તે પછી બ્રહ્મયજ્ઞ કરવો.



## બ્રહ્મ યજ્ઞ.



આસન પર બેસી, **આચમન. પ્રાણાયામ,** કરી સંકલ્પ કરવો. (**બ્રહ્મયજ્ઞ કરિષ્યે**) સંકલ્પ કર્યા પછી જમણા સાથળ પર ડાબો હાથ છતો રાખી તેમાં દર્ભ. પુષ્પ રાખી ઉપર જમણો હાથ ઢાંકી નીચે પ્રમાણે ભણવું:—

નમો નમો નમઃ । ઋગ્વેદાય નમઃ । યજુર્વેદાય નમઃ । સામવેદાય નમઃ । અથર્વવેદાય નમઃ । શિક્ષાયૈ નમઃ । કલ્પાય નમઃ । વ્યાકરણાય નમઃ । નિરુકતાય નમઃ । જ્યોતિષાય નમઃ । છંદોવિચિત્યૈ નમઃ । અધ્યાત્મવિદ્યાયૈ નમઃ । ઇતિહાસ પુરાણેભ્યો નમઃ । તર્કવિદ્યાયૈ નમઃ । પૂર્વમિમાંસાયૈ નમઃ । ઉત્તરમિમાંસાયૈ નમઃ । પછી નીચેનો મંત્ર ભણી હાથમાં રાખેલા જે દર્ભ પુષ્પાદિક હોય તે ઉત્તર દિશા તરફ નાંખવા.

શ્લોક:—દેવેભ્ય: પિતૃભ્યશ્ચ મહાયોગિભ્ય એવ ચ ।
નમ: સ્વાહાયૈ સ્વધાયૈ નિત્યમેવ નમો નમ: ॥

ત્યાર પછી પોતાની શક્તિ અનુસાર ભગવદ્ ગીતા, વિષ્ણુ સહસ્ત્ર કે વેદાન્ત સ્ત્રોત્રથી ઇશ્વર સ્તુતિનો પાઠ નિયમ પ્રમાણે કરવો. તે પછી નીચેનો શ્લોક બોલવો.

શ્લોક:—વિદ્યાધ્વરતપોયોનિ સ્યોનિર્વિષ્ણુરીહિત: ।
વાગ્યજ્ઞેનાર્ચિતોદેવ: પ્રિયતાં મે જનાર્દન: ॥

(પછી, બ્રહ્મયજ્ઞ સમાપ્ત કરવો.) અનેન બ્રહ્મયજ્ઞ કર્મણા શ્રી પરમેશ્વર પ્રીયતાં નમમ ॥

॥ ઇતિ બ્રહ્મયજ્ઞ ॥



## નિત્યદાન વિધિ.



આલોક પરલોકનાં સુખની ઇચ્છા રાખનાર સુજ્ઞ મનુષ્યે દિન-પ્રતિદિન પોતાની સંપ્રત્તિ અનુસાર દ્રવ્ય, વસ્ત્ર, અન્ન, ફળ અને જળ, વગેરેનું દાન કરવાનો નિયમ રાખવો કારણ કે દાન ન કરવાથી દરિદ્રપણું પ્રાપ્ત થાય છે કહ્યું છે કે:—

શ્લોક:—ભવન્તિ નરકા: પાપાત્પાપ દારિદ્રય સંભવમ્ ।
દારિદ્રય મપ્રદાનેન તસ્માદાનપરો ભવેત્ ॥

અર્થ:—"માણુસને પાપ કર્મથી નરક પ્રાપ્ત થાય છે; તે નરક

પ્રદ પાપ દારિદ્રથી થાય છે; અને તે દારિદ્ર અદત્ત કર્મથી (દાન ન કરવાથી) થાય છે. માટે દાન પરાયણ થઇ સતત્ ઉત્સાહપૂર્વક શ્રદ્ધાથી દાન કરવું એ મનુષ્ય જન્મની શ્રેષ્ટતા છે. દાનના પ્રભાવથી આલોક પરલોકમાં સુખ શાંતિ મળે છે, વળી તે નિષ્કામપણાથી કરવામાં આવે તો અંતે પરમ પદ પામવાને ઉત્તમ અધિકારી થાય છે."

શ્લોક:-દાનેનભૂતાનિવશીભવન્તિ દાનેનવૈરાણ્યપિયાન્તિનાશં

પરોઽપિબન્ધુત્વમુપૈતિદાનૈર્દાનંહિ સર્વવ્યસનાનહન્તિ ॥

અર્થ:—"દાન કરનારને દાનરૂપ વશીકરણ વડે સર્વ પ્રાણીઓ વશથાય છે; બંધાયેલાં વૈર પણ દાન વડે મટે છે; દાનવડે પર માણસ પણ સ્વજન થાય છે; અને એ દાન સર્વ વ્યસનો (આપત્તિઓ) ને પણ હણે છે. કહ્યું છે કે:—"

વિદ્યતે સાગરસ્યાન્તો દાનસ્યાન્તો ન વિદ્યતે ।

"સમુદ્રનો અંત જણાય છે, પણ દાનનો અંત જણાતો નથી. માટે એક દિવસ દાન કર્યા વગર નિર્થક્ય જવા દેવો નહિ." કેમકે—

શ્લોક:—યોનદદાતિનભુંક્તે સતિવિભવેનૈવતસ્યતદ્દ્રવ્યમ્ ।

તૃણમયકૃત્રિમપુરૂષો રક્ષતિસસ્યંપરસ્યાર્થે ॥

અર્થ:—"જે માણુસ ધન સંપત્તિ વિગેરે હોવા છતાં દાન કરતો નથી કે તે ધનનો ઉચિત ઉપયોગ કરતો નથી તો તે દ્રવ્ય પણ તેનું નથી જ. કોની પેઠે કે ખેતરમાં ધાનનું રક્ષણ કરવા માટે ખેડુત ચારનો પુરૂષ બનાવી ઉભો રાખે છે, કે જેને જોઇને દૂરથી ખેતરનો

રખવાળ છે, એમ જાણી શિયાળ વિગેરે જાનવરો આવતાં નથી, "જેમ તે ચાર પુરુષ બીજાને સારૂં ધાન્યનું રક્ષણ કરે છે, પોતાને માટે નહિં." તેમજ કૃપણ મનુષ્ય પણ બીજાને સારૂંજ ધનનો સંચય કરી રક્ષણ કરે છે. તે ચારના ચાડીઆ જેવો મનુષ્ય ગણાય. "આ સમયમાં જે જે સંપત્તિઓ, ભોજન, આચ્છાદન વિગેરે વૈભવ પ્રાપ્ત થયાં છે તે પૂર્વ પુણ્યથી જ થયાં છે માટે આ મનુષ્ય જન્મમાં જો પ્રાપ્ત થયું હોય તો અવશ્ય સુપાત્ર જોઇ દાન કરવું. જે શ્રદ્ધા પ્રેમભક્તિપૂર્વક નિષ્કામ વૃત્તિથી સત્પાત્રને તેમના સ્થાન પર જઇ દાન કરે છે તે દાની શ્રેષ્ઠ છે; ઘેર બોલાવી પ્રેમથી દાન કરે છે તે મધ્યમ ગણાય છે; અને માગ્યા પછી આપવું તે કનિષ્ટ ગણાય છે. માટે ફલેચ્છારહિત થઈ, શુદ્ધ પવિત્ર બુદ્ધિથી નિષ્કામપણે જે પોતાનાં વખાણ કરનાર નથી; કે જે ઉપકાર માનનાર નથી; અથવા જેની સાથે વ્યવહારીક કાંઇ પણ સંબંધ નથી; એવા સત્પાત્ર અનાશ્રિતને સારા દેશ કાળમાં દાન કરવામાં આવે છે; તેનેજ શાસ્ત્રો સાત્વિક દાન કહે છે; અને તે પરમ પદ પામવાના અધિકારમાં ગણાય છે, માટે ગૃહસ્થાશ્રમીએ એકે દિવસ દાન કર્યા વગર રહેવું નહિં."

કહ્યું છે કેઃ—

શ્લોકઃ—બોધયન્તિ ન યાચન્તે ભિક્ષાદ્વારાગૃહેગૃહે ।
દીયતાંદીયતાં નિત્ય મદાતુઃ ફલમીદશમ્ ॥
દ્વારંદ્વારંરહન્તિહ ભિક્ષુકાઃ પાત્રપાણયઃ ।
દર્શયન્ત્યેવલોકાના મદાતુ; ફલમીદશમ્ ॥

અર્થઃ—"ભિક્ષુકો ઘેર ઘેર માગતા નથી પણ ગૃહસ્થોને બોધ કરે છે કે; તમે હંમેશાં આપો, આપો, (દાન કરો, દાન કરો) નહિ

તો દાન નહિ કર્યાનું ફળ આવું છે હાથમાં મૃણ્મય પાત્ર લઇ દ્વારે દ્વારે, દાન નહિ કર્યાનું ફળ, દારિદ્રતારૂપે તે પ્રકાશ પાડી ગૃહસ્થાશ્રમીઓને ચેતાવે છે, કે તમે શ્રદ્ધા પ્રીતિપૂર્વક દાન નહિ કરો તો ભવિષ્યના જન્મમાં અમારા જેવી સ્થિતિ પામશો. માટે તે જોઇને પણ ગૃહસ્થાશ્રમીઓએ અવશ્ય દાન કરવા ચુકવું નહિ જોઇએ. દાન કર્યા સિવાય ભોજન પણ નહિ કરવું જોઇએ."

॥ ઇતિ નિત્યદાનવિધિ સમાપ્ત. ॥



## તર્પણ પ્રયોગ,



તર્પણ એ પિતૃદેવોનું પૂજન છે; અને તે ગૃહસ્થને દરરોજ કરવાની આવશ્યકતા છે;—

**॥ અતર્પિતા દેહાદ્રુધિરં પિબન્તિ ॥ ઇ. સૂત્રમ્ ॥**

**બ્રહ્માદિદેવ, સનકાદિઋષિ,** અને **વસુ આદિ પિતૃદેવોનું** તર્પણ જે પુરૂષ નથી કરતો તો તે દેવો વિગેરે તર્પણ ન કરનારના શરીરનું **રુધિર શોષણ કરે છે. શાસ્ત્ર કહે છે;** કે,—

**શ્લોક:—દ્વાદશ્યાં પંચદશ્યાં ચ સંક્રાન્તૌ શ્રાદ્ધવાસરે ।**
**નિરાશાઃ પિતરોયાન્તિ શાપંદત્વા સુદારુણમ્ ॥**

**અર્થ:**—"જે માણસ નિત્ય તર્પણ કરતો નથી, તથા બારસે, પુનમે, સંક્રાન્તિના દિવસે અને શ્રાધ્ધના દિવસોએ પિતૃઓને તૃપ્ત

કરતો નથી, તો તે નિરાશ થયેલા પિતૃદેવો ભયાનક શાપ દઇને જાય છે. માટે સુખ સંપત્તિ અને વંશવૃધ્ધિ માટે તર્પણ પ્રયોગ ઉત્સાહથી કરવો."

## સંક્ષેપમાં તર્પણવિધિ.

દર્ભાસન ઉપર બેસી, આચમન પ્રાણાયામ કરી, "**શ્રી પરમેશ્વર પ્રીત્યર્થે દેવ, ઋષિ, મનુષ્ય, પિતૃ તર્પણમહં કરિષ્યે. એમ પૂર્વોક્ત સંકલ્પ કરવો."** પછી ત્રાંબાના પાત્રમાં **જળ રેડી જળ,** તલ, તુલસી, ચંદન, પુષ્પ, દુધ વિગેરે (પંચામૃત) નાંખી દર્ભ પકડી બે હાથના ખોબામા જળ લઇ, નીચેનો મંત્ર બોલી, દરેકની ત્રણ ત્રણ અંજલિ આપવી.

**મંત્રઃ—આબ્રહ્મસ્તમ્બપર્યન્ત દેવર્ષિપિતૃમાનવાઃ- સ્તૃપ્યન્તુ । પિતરઃ સર્વે માતૃમાતા મહાદયઃ ॥ દેવાસ્તૃપ્યન્તુ ॥ આબ્રહ્મસ્તમ્બપર્યન્તં ઋષયસ્તૃપ્યન્તુ ॥૩॥** હવે જનોઇ હોય તો કંઠે **હાર** કરી બે હાથ વચ્ચે પાણી કાઢવું. **આ બ્રહ્મ૦ ॥ મનુષ્યાસ્તૃપ્યન્તુ ॥૩॥** અપસવ્ય કરી (ડાબા હાથમાં જનોઇ ઘાલવી;) અંગુઠે પાણી જવા દેવું **આ બ્રહ્મ૦ ॥ પિતરસ્તૃપ્યન્તુ ॥ ૩ ॥ આ બ્રહ્મ૦ ॥ સમસ્ત પિતૃભ્યોનમમ ઇદંજલતેભ્યોનમમ ॥** એમ બોલી એકજ અંજલિ આપી સવ્ય કરવું. ( જનોઇ જમણે હાથે ઘાલવી.) **સંકલ્પઃ—અનેન તર્પણાખ્યેન કર્મણા પિતૃસ્વરૂપીજનાર્દનઃ પ્રીયતાં નમમ ॥** એમ બોલી સંકલ્પનું પાણી મૂકી દેવું.

## તર્પણવિધિ સમાપ્ત.

# દેવપૂજન વિધિ



'દ્વિજ જાતિએ પંચાયતન સેવા ઘરમાં હોય તો તેનું વિધિપૂર્વક પંચામૃતથી પૂજન કરવું; અગર પવિત્ર સ્વચ્છ જળથી સ્નાન કરાવવું; છબી અગર પાદુકા હોય, તો તેનું પૂજન કરવું; પૂજન કરતી વખતે એકાગ્રચિત્ત વૃત્તિ રાખવી. પવિત્ર આસન ઉપર બેસી તીલક, માળા ધારણ કરી પૂજાનું સઘળું સાહિત્ય પાસે રાખી, (જળપાત્ર, ચંદન, પુષ્પ, ધુપ, દીપ, આરતી વિગેરે) સંકલ્પપૂર્વક પૂજન કરવું ગૃહસ્થાશ્રમી સિવાયના વિરક્ત મનુષ્યોએ અગર સાહિત્ય ન હોય, તેવા દીન મનુષ્યોએ માનસિક પૂજન કરવું. પરંતુ વૈભવી મનુષ્ય હોય તેણે દેવકાર્યમાં ગમે તેમ ચલાવી લેવાની ટેવ ન રાખવી, કારણ કે; પોતાને અને સ્ત્રી પુત્રાદિને માટે સઘળું દ્રવ્ય, બળ વાપરી નાંખીએ; અને દેવને માનસિક કરીને, કે; જળ એકલું અર્પણ કરી ચલાવીએ; એ તો ઠગાઈજ ગણાય. આપણી જાતને માટે, સ્ત્રી, પુત્ર–પુત્રાદિને માટે જમવું, રમવું, પહેરવું અને ઓઢવું. સુવા બેસવાના સઘળા પદાર્થ પ્રત્યક્ષ જોઇએ છીએ; અને ગુરૂ, સંત માટે માનસિક સેવા, પૂજા કરીએ એટલે શું ? આપણે પણ માનસિક વ્યવહાર કરીએ; માનસિક ભોગ ભોગવિએ, માનસિક જમીએ, રમીએ, કમાઇએ તો ચાલે કે કેમ ? તેનો વિચાર વિવેક વડે કરી લેવો. જેની પાસે કાંઇ પણ પદાર્થ નથી અથવા ત્યાગ–સંન્યાસ છે તેને માનસિક કરવું ઘટિત છે. (ગૃહસ્થીઓને નહિ.) ગૃહસ્થીઓએ તો સંપૂર્ણ રીતે સાહિત્ય વડે પૂજન કરવું. પછી માનસિક

સૂક્ષ્મતાથી પૂજનનું ધ્યાન કરવું. એ ઉત્તમ છે. સાવધાન રહેવું; દેવ કે ગુરૂને ઠગવા જતાં પોતે ઠગાઈ જવાય નહિ; તે ધ્યાનમાં રાખવું."

"**પંચાયતન દેવ** હોય તો વિધિપૂર્વક પૂજન કરવું. છબીજી હોય તો તેને ભીના વસ્ત્રના કકડાથી લૂછીને પોતાની સન્મુખ પધરાવવી. પાદુકા હોય તો સ્નાન કરાવી પૂજન કરવું. પૂજન કરતી વખતે દેવ, પાદુકા, કે છબીજી તરફ સ્થીર દૃષ્ટિ કરી એક ચિત્તે પરિબ્રહ્મ પરમાત્મા સ્વરૂપનું શુદ્ધ ભાવથી ધ્યાન કરવું. ધ્યાન કરતી વખતે હાથમાં ચંદનવાળું પુષ્પ લઈ બન્ને હાથ હૃદય આગળ રાખી, પોતાના હૃદયસ્થાને **જે જીવાત્મા પ્રતિબિમ્બરૂપે ચૈતન્ય પ્રભુ બિરાજે** છે; તે અને બહાર જે દેવ, પાદુકા, કે છબીજી રૂપે અથવા પ્રત્યક્ષ ગુરૂદેવ રૂપે બિરાજે છે તે **ઐકય બ્રહ્મ રૂપ** છે. એવી રીતે ઐકયતાનો નિશ્ચય કરી ધ્યાન કરવું. ધ્યાન વખતે કોઈ પણ પ્રકારની ગરબડ કે ધ્યાન ચૂકાય એવું ન થવું જોઇએ; એમ સાવધાન રહેવું. ધ્યાનનો મંત્ર નીચે મુજબ બોલવો.

(પંચાયતન એક અભેદ છે, માટે પાંચમાંથી એકને મુખ્ય માની ધ્યાન કરવું)

શ્લોક.

ધ્યાનઃ—બ્રહ્માનંદં પરમસુખદં કેવલં જ્ઞાનમૂર્તિમ્ ॥
દ્વંદ્વાતીતં ગગનસદૃશં તત્ત્વમસ્યાદિ લક્ષ્યમ્ ॥
એકં નિત્યં વિમલમચલં સર્વધીસાક્ષિભૂતમ્ ॥
ભાવાતીતં ત્રિગુણરહિતં સદ્ગુરૂ તં નમામિ ॥

**અર્થ**:—"બ્રહ્માનંદમાં મગ્ન, પરમ સુખને અર્પનારા, કેવળ જ્ઞાન મૂર્તિ, સુખદુઃખાદિના દ્વંદ્વથી પર, આકાશ જેવા વ્યાપ્ત, તત્ત્વમસ્યાદિ મહાવાક્યોજ જેમનું એક લક્ષ્ય છે, અદ્વિતીય, નિત્ય, મલરહિત, અચલ, સર્વ પ્રાણીઓની બુદ્ધિના સાક્ષિભૂત, ભાવથી અતીત, ત્રણ ગુણથી રહિત, એવા શ્રી સદ્ગુરૂ દેવને હું નમસ્કાર કરૂં છું."

આ પ્રમાણે ધ્યાન કર્યા પછી જે દેવનું પૂજન કરતા હોઇએ તે દેવનું નામ લઇ **આસનં સમર્પયામિ** એમ બોલી આસન માટે પુષ્પ મૂકવું **પાદ્યંસમર્પયામિ** જલ મૂકવું. **અર્ઘ્યં સમર્પયામિ** આચમનીમાં જલ, ચંદન, અક્ષત અને પુષ્પ લઇ ચઢાવવું. **આચમનીયં સમર્પયામિ** પાછું જળ મૂકવું. **સ્નાનં સમર્પયામિ** સ્નાન કરાવવું. સ્નાન કરાવ્યા પછી **પંચામૃત** ( દૂધ, દહીં ઘી, મધ, સાકર )થી સ્નાન કરાવી પછી શુદ્ધ જલથી સ્નાન કરાવવું. પછી **આચમનં સમર્પયામિ** આચમનનું જલ મૂકવું. પછી **વસ્ત્રયજ્ઞોપવિતં સમર્પયામિ**–વસ્ત્ર અને જનોઇ અર્પણ કરવાં. **ચંદનં સમર્પયામિ**–ચંદન કરવું. **પુષ્પં સમર્પયામિ**–ફુલ ચઢાવવું તુલસી અથવા બીલ્વ અથવા દુર્વા જે હોય તે લઈ **તુલસીપત્રં સમર્પયામિ**–તુલસી ચઢાવવાં, **અબીલગુલાલં સમર્પયામિ**–અબીલગુલાલ ચઢાવવાં, **ધૂપં સમર્પયામિ** ધૂપ કરવો. **દીપં પ્રદર્શયામિ**–ઘીનો દીપક કરીને મૂકવો **નૈવેદ્યં સમર્પયામિ**-નૈવેદ્ય ધરાવવું. ( સમય હોય તો થાળ ગાવો. ) **ફલતાંબુલદક્ષિણાંચ સમર્પયામિ**–સોપારી, પાન, અને દક્ષિણા મૂકવી. **નિરાંજનં સમર્પયામિ** આરતી ઉતારવી. ચંદન પુષ્પ આરતી ઉપર

મૂકી ઉભા થઇ આરતી કરવી (**થાળ, આરતી** જૂઓ, સત્સંગ કથા પ્રસંગમાં)

**નિરાંજનનો મંત્ર:—કર્પૂરગૌરં કરુણાવતારં સંસારસારં ભુજગેન્દ્રહારં ॥**

**સદાવસન્તં હૃદયારવિન્દે ભવં ભવાનીસહિતં નમામિ ॥**
**મંગલં ભગવાન્ વિષ્ણુ:મંગલં ગરૂડધ્વજ: ॥**
**મંગલં પુણ્ડરીકાક્ષો મંગલાયતનો હરિ: ॥**
**સર્વમંગલમાંગલ્યે સિવે સર્વાર્થસાધિકે: ॥**
**શરણ્યે ત્ર્યંબકે ગૌરિ નારાયણિ નમોસ્તુતે: ॥**

**અર્થ:—**"કપૂરના જેવા ગૌર વર્ણવાળા, કરૂણાના અવતાર, સંસારના સારરૂપ, સર્પના હારવાળા અને સદા હૃદય કમલમાં વસતા પાર્વતી સહિત મહાદેવને હું નમસ્કાર કરું છું ॥ ૧ ॥"

ભગવાન વિષ્ણુ મંગલરૂપ છે, ગરૂડ જેમની ધ્વજામાં છે, એવા પ્રભુ મંગલરૂપ છે. કમલનયન પ્રભુ મંગલરૂપ છે, અને એવા શ્રીહરિ સર્વ મંગલોનું સ્થાન છે. ॥ ૨ ॥

"સર્વ મંગલમય, સર્વ અર્થને સાધનારા, કલ્યાણમયી, શરણાગતવત્સલ, હે **ગૌરી,** હે **ત્ર્યંબક** [મહાદેવનાં] પત્ની, હે નારાયણી તમને નમસ્કાર હો." ॥ ૩ ॥

આ પ્રમાણે આરતી ઉતારી નીચે મૂકી ચંદનવાળુ પુષ્પ કરી આરતી ઉપર ઉતારી પ્રભુને અર્પણ કરવું. પછી આરતી લેવી અને હાથ ધોઇ નાંખવા. પુષ્પ ચંદનવાળુ કરી બન્ને હાથમાં ઝાલી ઉભા થઇ પુષ્પાંજલિ કરવી.

પુષ્પાંજલિ મંત્રઃ—અસિત ગિરિસમં સ્યાત્કજ્જલં સિંધુપાત્રે ।
સુરતરુવરશાખા લેખિની પત્રમુર્વી ॥
લિખતિ યદિ ગૃહિત્વા શારદા સર્વકાલં ।
તદપિ તવ ગુણાનામીશ પારં ન યાતિ ॥

અર્થઃ—'સાગરરૂપ પાત્રમાં (ખડીઆમાં) અસિત પર્વત (નીલગિરિ) જેટલું કજ્જલ (શાહી) ભરીને શ્રેષ્ઠ કલ્પતરુ શાખાની કલમો હાથમાં લઈ પૃથ્વીરૂપ કાગળમાં સરસ્વતી પોતે હમેશાં લખ લખ કરે તો પણ હે પ્રભુ! ત્હમારા ગુણોના પાર તે પામતાં નથી. એટલું બોલી તે પુષ્પ દેવને ચઢાવી દેવાં."

પ્રદક્ષિણા શ્લોકઃ—

યાની કાનિ ચ પાપાની જન્માન્તર કૃતાનિ ચ ।
તાનિ તાનિ વિનશ્યન્તુ પ્રદક્ષિણં પદે પદે ॥૧॥

અર્થઃ—'આ જન્મ અથવા જન્માન્તરને વિષે કરેલાં જે જે પાપો હોય, તે તે પાપો નાશને પામો." ॥૧॥

પ્રાર્થનામંત્ર શ્લોકઃ—

કાયેન વાચા મનસેન્દ્રયૈર્વા । બુદ્ધયાત્મના વા પ્રકૃતેઃ સ્વભાવાત્ । કરોમિ યદ્યત્સકલં પરસ્મૈ પરાત્પરાયેતિ સમર્પયામિ ॥૨॥

અર્થઃ—"કાયા વડે કરીને, મન ઇન્દ્રિયાદિક વડે કરીને, બુદ્ધિ અને આત્મા વડે કરીને, પ્રકૃત્તિ આદિ સ્વભાવ વડે કરીને, જે જે

કર્મો કરવામાં આવે છે; તે તે સઘળાં કર્મો પરાત્પર એવા પરમેશ્વરને અર્પણ કરૂં છું. ॥ ૨ ॥

શ્લોકઃ—આવાહનં ન જાનામિ ન જાનામિ વિસર્જનમ્ ।
પૂજાં ચૈવ ન જાનામિ ક્ષમ્યતાં પરમેશ્વર ॥ ૩ ॥

અર્થઃ—'હે પ્રભો ! હું આપનું આવહન કે વિસર્જન, કે પૂજા વિગેરેમાંનું કંઇ પણ જાણતો નથી; માટે ક્ષમા કરશો એવી આશા રાખું છું" ॥ ૩ ॥

શ્લોકઃ—ગતં પાપં ગતં દુઃખં ગતં દારિદ્રમેવ ચ ।
આગતા સુખ સંપત્તિઃ પુણ્યાહં તવ દર્શનાત્ ॥ ૪ ॥

અર્થઃ—"પુણ્યકારી તમારા દર્શનથી પાપ ગયું છે, દુઃખ ગયું છે, અને દારિદ્ર પણ ગયું છે અને સુખ સંપત્તિ આવી છે."

શ્લોકઃ—મંત્રહીનં ક્રિયાહીનં ભક્તિહીનં સુરેશ્વર ।
યત્પૂજિતં મયા દેવ પરિપૂર્ણં તદસ્તુમે ॥ ૫ ॥

અર્થઃ—"હે સુરેશ્વર! મંત્ર વગર-ક્રિયા વગર કે ભક્તિ વિના જેવી રીતે મેં પૂજ્યા હોય તે હે દેવ! બધું પરિપૂર્ણ થાવ."

શ્લોકઃ—અપરાધ સહસ્રાણિ ક્રિયન્તેઽહર્નિશં મયા ।
દાસોહમિતિ માં જ્ઞાત્વા ક્ષમસ્વ પરમેશ્વર ॥ ૬ ॥

અર્થઃ—'હે પરમેશ્વર! મેં હજારો અપરાધો હરનિશ કર્યા છે, છતાં પોતાનો દાસ જાણી ક્ષમા કરો."

શ્લોકઃ—અન્યથા શરણં નાસ્તિ ત્વમેવ શરણં મમ ।
તસ્માત્કારૂણ્યભાવેન રક્ષસ્વ પરમેશ્વર ॥ ૭ ॥

**અર્થ:**—"હે પરમેશ્વર ! બીજાનું શરણ નથી મ્હારૂં શરણ તમેજ છો માટે મ્હારૂં કરુણા ભાવ વડે કરીને રક્ષણ કરો, રક્ષણ કરો."

**શ્લોક:**—યદક્ષરં પદભ્રષ્ટં માત્રાહીનં ચ યદ્ભવેત્ ।
તત્સર્વં ક્ષમ્યતાં દેવ પ્રસિદ્ધ પરમેશ્વર ॥ ૮ ॥

**અર્થ:**—"હે પરમેશ્વર ! જે અક્ષર, પદભ્રષ્ટ, માત્રા, હિણુ જે કંઈ થાય તે હે દેવ ક્ષમા કરો."

* વિસર્જનમ્ શ્લોક:—

યાન્તુ દેવગણા સર્વે પૂજામાદાય પાર્થિવ ।
ઇષ્ટ કામસમૃદ્ધ્યર્થં પુનરાગ મનાય ચ ॥ ૯ ॥

**અર્થ:**—"હે પ્રભો ! જે દેવગણો મારી પૂજાને લઇ જાવ તે દેવ મારી ઇષ્ટ કામ સમૃદ્ધિ માટે પાછા આવો."

ચરણામૃત શ્લોક:—

અકાલ મૃત્યું હરણં સર્વ વ્યાધિ વિનાશનમ્ ।
ગુરો પાદોદકં પિત્વા જઠરે ધારયામ્યહમ્ ॥ ૧૦ ॥

**અર્થ:**—"ચરણામૃતનું મહાત્મ્ય અકાળ મૃત્યુને હરણ કરવાવાળું છે; અને સર્વ વ્યાધિનો નાશ કરવાવાળું છે; માટે ગુરૂ ચરણામૃત-પાન હું જઠરમાં ધારણ કરૂં છું."

પ્રાર્થના શ્લોક:—કરચરણકૃતં વા કાયજં કર્મજં વા ॥
શ્રવણનયનજં વા માનસં વાપરાધમ્ ॥
વિહિતમવિહિતં વા સર્વમેતત્ક્ષમસ્વ ।
જય જય કરૂણાબ્ધે શ્રીમહાદેવશંભો ॥

**અર્થ:**—"હે ઇષ્ટ દેવ, હે ઈશ ! મેં હાથ વડે, પગ વડે, શરીર વડે, કર્મ વડે, કાન વડે, અને મન વડે, જે કોઇ પણ અપરાધ કર્યો

હોય, શાસ્ત્રથી વિહિત કે અવિહિત ગમે તેવો હોય તો પણ હે કરુણાના સાગર હે પ્રભો ! એ સર્વ ક્ષમા કરો, આપની જય જય હો,

આર્તનાદથી કરેલી મારી પ્રાર્થના સ્વીકારી લેશો. ૐ શાંતિઃ આ પ્રમાણે પ્રાર્થના કર્યા પછી પાંચ મીનીટ કે વધુ પ્રભુનું અને આત્માનું ઐક્ય કરી શુદ્ધ ઉંચા સ્વરે નાભિ કમલમાંથી ઉલટભેર "નિર્વાણષટક" પ્રેમપૂર્વક બોલી જવું."

( જુઓ સત્સંગ કથા પ્રસંગમાં )

॥ પૂજનવિધિ સમાપ્ત. ॥



## વૈશ્વદેવ વિધિ.

આસન પર બેઠી, જમણે કાને પાણી અડકાડી, ત્રાંબાના કુણ્ડ ઉપર પાણીના છાંટા નાંખી, પછી તેમાં રસોડામાંથી દેવતા લેવો; અને એક બીજું પાંતરું સાથે રાખવું; હાથમાં પાણી ઝાલી સંકલ્પ કરવો. પૂર્વોક્ત પ્રકારે **શ્રી પરમેશ્વર પ્રીત્યર્થે વશ્વદેવમહં કરિષ્યે અગ્નયે નમઃ** એમ બોલી અગ્નિ નારાયણનું ગંધાક્ષત પુષ્પ વડે પૂજન કરવું. પછી જમણા હાથમાં પાણી લઈ કુણ્ડની આજુબાજુ છાંટવું; પછી વચલી બે આંગળી અને અંગુઠાથી બોર જેટલો ભાત લઇ નીચેનો મંત્ર બોલી પાંચ આહુતી આપવી.

**મંત્રઃ**—બ્રાહ્મણે નમઃ ॥ ૧ ॥ પ્રજાપતયે નમઃ ॥ ૨ ॥ ગૃહેભ્યો નમઃ ॥ ૩ ॥ કશ્યપાય નમઃ ॥ ૪ ॥ અનુમતયે નમઃ ॥ ૫ ॥ આ પ્રમાણે પાંચ આહુતિ આપી, કુણ્ડની ઉત્તર બાજુએ પાણીથી સમચોરસ મંડળ બનાવવું તે પર ચાર ખુણે ચાર અને મધ્યમાં એક મળી પાંચ બલિદાન નીચેનો મંત્ર ભણી મૂકવા. ॥ ૧ ॥

**ધાત્રે નમઃ ॥૨॥ વિધાત્રે નમઃ ॥૩॥ બ્રહ્મણે નમઃ ॥૪॥ વિશ્વેભ્યોદેવેભ્યો નમઃ ॥૫॥ વિશ્વેભ્યોભુતેભ્યો નમઃ ॥** પછી હોમ બલીદાન કરતાં પાંતરામાં બાકી રહેલા ભાતમાંથી **ગોભ્યો નમઃ** એમ બોલી પાસે બીજું પાંતરૂં હોય તેમાં ગવાન્હિક એટલે ગાયને ખવડાવવાનો ભાગ મૂકવો. પછી તેમાં રાંધેલો પદાર્થ જે હોય તે બધો થોડો થોડો કાઢીને; ગાયને મૂકવો બીજા એક જૂદા પાંતરામાં નીચે પ્રમાણે બોલી ભાગ કાઢવો. **શ્વભ્યો નમઃ ॥૨॥ વાયસેભ્યો નમઃ ॥૩॥ પિપીલિકાભ્યો નમઃ ॥૪॥ પશુપક્ષીપ્રેતપિશાચાદિભ્યો નમઃ ॥૫॥** અને તે પછી હાથ ધોઇ, કોગળા કરી આસન પર બેસી સંકલ્પ કરવો. **અનેન વૈશ્વદેવાખ્યેન કર્મણા શ્રી પરમેશ્વર પ્રીયતાં નમઃ** એમ કહી પાણી મૂકી દેવું. તે પછી એ વખતમાં કોઇ **અતિથિ, અભ્યાગત, સાધુ,** સન્ત, ત્યાગી, વેરાગી જે કોઈ આવી પહોંચ્યો હોય તો તેને ભોજન કરાવવું. કોરૂ આપવા ઘટીત હોય તો તે આપવું. આ પ્રમાણે **વૈશ્વદેવ** કર્યા સિવાય જમનાર **ગૃહસ્થાશ્રમી** દોષ ભાગી થાય છે. ગૃહસ્થીઓના ધર્મનો દરેકે સ્વિકાર કરવો; એ મનુષ્યત્વપણું કહેવાય. દેવ, અગ્નિ, ગાય, બ્રાહ્મણ, અતિથિ વિગેરેને પોષવા એજ ગૃહસ્થાશ્રમીનું શ્રેય છે. જે દિવસે ભાત રાંધ્યો ન હોય; તે દિવસે ચોખા ધોઇ પલાળી ઘીમાં બીજવી વૈશ્વદેવ કરવો. જે ઘરમાં વૈશ્વદેવ થતો નથી; તેનું ઘર વૈભવ છતાં શૂન્યવત્ છે. અને જમનાર પ્રાણી પિશાચ જેવો છે; એમ શાસ્ત્રો અને વેદો કહે છે. માટે નિત્ય કર્મ કરવામાં પ્રીતિ રાખવી.

**॥ વૈશ્વદેવ વિધિ સમાપ્ત ॥**

# ભોજન વિધિ



જન કરવા બેસતાં જમણા હાથ તરફ પાણી પીવાનો લોટો અને પવાલું સ્વચ્છ જળથી ભરી પાસે રાખવું. પીરસાયલા પાત્રને જળથી ગાયત્રી-કે ગુરૂમંત્ર ભણી પ્રોક્ષણ કરવું. (જળ છાંટવું) જમણી બાજુ થાળી પાસે પાણી અંજલી ( હાથમાં લઇ ) ભરી લીટીની માફક કરી, તે ઉપર ભાત અગર મીઠા વગરનું, જે અન્ન હોય, તેમાંથી ત્રણ નાની નાની ઢગલી કરતાં નીચે પ્રમાણે બોલવું. "ભૂપતયે નમઃ ભુવનપતયે નમઃ ભૂતાનાંપતયે નમઃ પછી આચમન લઇ નીચે પ્રમાણે શ્લોક બોલવો.

શ્લોકઃ—અન્નં બ્રહ્મરસો વિષ્ણુર્ભોક્તા દેવો મહેશ્વર ।
એવં ધ્યાત્વા દ્વિજો ભુંક્તે સોઽન્નદોષૈર્ન લિપ્યતે ॥

અર્થઃ"—અન્ન બ્રહ્મ છે, રસ વિષ્ણુ છે, જમનાર મહાદેવ છે, એમ સમજીને જે જમે છે તેને અન્નના દોષ લાગતા નથી."

આ પ્રમાણે શ્લોક બોલી જમણા હાથમાં જળ લઇ આચમન કરવું, તે આચમન કરતી વખતે અમૃતાય નમઃ એમ કરી આચમન કરવું; પછી પાંચ વખત જરા જરા ગ્રાસ લેવા (કોળીઆ) અને મુખમાં મૂકતી વખતે—પ્રાણાય નમઃ અપાનાય નમઃ વ્યાનાય નમઃ સમાનાય નમઃ ઉદાનાય નમઃ એમ બોલતાં જવું, અને મુખમાં મૂકતા જવું; ચાવ્યા વગર કોળીઆ એમને એમ ગળી જવા, પછી ડાબા હાથની આંગળીએ બે આંખે જળ સ્પર્શ કરી

ઇચ્છા પ્રમાણે ભોજન કરવુ ભોજન કરતાં કોઇને અડકવું નહિ. ગુરૂ સિવાય કોઇનું ઉચ્છિષ્ઠ લેવું નહિ, કોઇનું પીધેલું પાણી પીવું નહિ, **મૌનવ્રતથી** જમવું છતાં બોલવું હોય તો યોગ્ય બોલવું પણ જમતાં જમતાં **નિષિદ્ધ શબ્દો ક્રોધવાળા શબ્દો** બોલવા નહિ, જમી રહ્યા પછી આચમન લઇ હાથ મુખ ધોઇ મુખશુદ્ધિ માટે બાર કોગળા કરવા પછી **અન્નપૂર્ણા દેવિની પ્રાર્થના કરવી.**

**અન્નપૂર્ણે સદાપૂર્ણે શંકર પ્રાણ વલ્લભે ।**
**જ્ઞાન વૈરાગ્ય સિદ્ધ્યર્થં ભિક્ષાં દેહિ ત્રુ પાર્વતિ ॥**
**અગસ્ત્યં વયતેયં શનિં ચ વડવાનલં ।**
**અન્નસ્ય પરિણામાર્થં સ્મરેદ્ભીમં ચ પંચમમ્ ॥**

**અર્થ:**—'હે અખૂટ અન્નનો ભંડાર? શંકરનાં પ્રાણ પ્રીય **પાર્વતિ** તું મારા પ્રાણને **જ્ઞાન વૈરાગ્યની સિદ્ધિ** માટે ભીક્ષા આપ ॥ ૧ ॥ ખાધેલા અન્નની બરોબર પાચન ક્રિયા માટે **અગસ્ત્ય, ગરૂડ, શનિશ્ચર, વડવાનળ** અને **ભીમ** એ પાંચ જણનું નામ સ્મરણ પાચન ક્રિયાના પ્રયોગને સિધ્ધ કરે છે. માટે શ્લોક બોલી જવો પછી મુખશુદ્ધિ માટે પાન સોપારી વગેરે લેવાં."

**વિવેચન:**—"બ્રાહ્મણ અતિથિ કે અભ્યાગત અને ઘરનાં નાનાં બાળકો હોય તો તેમના પહેલું જમવું નહિં; પણ તેઓને જમાડી અગર જોડે બેસાડી તેમની સાથે જમવું તેમ કોઇ પરોણા સગાસબંધી આવ્યા હોય તો તેમને સાથે લઇ જમવું"

**મધ્યાહ્ન વિધિ:**—પછી સાંજ સુધી ઉદ્યમ અને વ્યવહારનું કાર્ય વિગેરે સત્યતાપૂર્વક કરવું, પણ નવરાશનો વખત હોય તો ઉત્તમ

ધર્મનાં પુસ્તકોમાંથી તત્ત્વ વિચાર કરવો. સ્ત્રી, પુત્રવાળા ગૃહસ્થે નવરાશના વખતે સ્ત્રી, પુત્રને **ગૃહસ્થાશ્રમના ધર્મ અને નીતિનો બોધ** આપવો. સ્ત્રી રહિત હોય તો તેણે, પુત્ર હોય તો ધર્મ શિક્ષણ આપવું, પુત્ર ન હોય તો **બ્રહ્મચર્ય** અવસ્થા ધારણ કરી **વાનપ્રસ્થની પેઠે આત્મ વિચાર** કરવા; પણ નકામો વખત મિથ્યા ટાયલામાં કે ગામગપાટા મારવામાં કાઢવો નહિ, નિરંતર પરોપકાર અને પારકાનું ભલું ઇચ્છવું પણ કોઈની નિંદામાં પડવું નહિ. ધર્મ નીતિ અને સત્કર્મની વાતો બધાની પાસેથી સાંભળવી પણ કુથલી સાંભળવી નહિ તેમ કોઇની કુથલી કરવી નહિ. સત્પાત્ર બનવું અને સત્પુરૂષરૂપે, સ્ત્રી, પુત્ર પુત્રાદિ વિગેરે સગાસંબંધી તથા સ્નેહી અને મિત્રો પ્રત્યે પ્રેમભાવ રાખી વારંવાર આત્મ કલ્યાણના વિચારોની આપ લે કરવી. પરંતુ કલેશ, કંકાશ મિથ્યા ઝગડામાં ઉતરવું નહિ, તેમજ તેઓની ભુલો હોય તોય ક્ષમા આપી સંતોષમાં રહેવું. અને કદાપી તેઓથી અપકર્તવ્ય થઇ ગયું હોય, તો પણ દીલગુજર કરવું; બને તો યુક્તિથી સ્નેહસંપ તૂટે નહિ તેમ સમજાવવા પ્રયત્ન કરવો અર્થાત્ **જીવનનો ઉચ્ચત્તમ પ્રકાશ પાડવો.** આ પ્રમાણે નિત્ય પવિત્ર ભોજન, પવિત્ર ઉત્તમ વ્યવહાર કર્તવ્ય કર્મ કરવું."

**॥ ઇતિ ભોજન વિધિ સમાપ્ત ॥**



## અથ સાયંકાળ વિધિ



સાંજરે દિવાબત્તિ પહેલાં ઘેર આવી પવિત્ર થઈ શૌચ (ઝાડે) ફરવા ગયા હોઇએ તો સ્નાન કરી અગર ન ગયા હોઇએ તો હાથ પગ ધોઈ કોગળા કરી, પવિત્ર આસન નાંખી દેવને દીવો કરી, આચમન પ્રાણાયામ; (આગળ બતાવેલું છે, તેમ) કરી, સૂર્યોપાસન કરવું. ત્યાર પછી અનુકુલતા પ્રમાણે ઈશ્વર નામોચ્ચારણ કરવું.

"સાયંકાળની સંધિ વખતે વિવેકી મનુષ્યે–ભોજન મૈથુન, નિદ્રા, શાસ્ત્રનું અધ્યયન અને મુસાફરી એટલાં પાંચ કર્મનો ત્યાગ કરવો કારણ કે, સાયંકાલે જમવાથી રોગ; સ્ત્રી સંગથી ગર્ભવિકૃતિ, નિદ્રાથી દારિદ્ર, શાસ્ત્ર અધ્યયનથી આયુષ્યહાનિ, અને રસ્તામાં ચાલવાથી ભય થાય છે. તેમજ વ્યવહારી કામ કરવાથી પણ પ્રતિકુલ વિરૂદ્ધ પરિણામ જ આવે છે; માટે સંધ્યાકાલે તો ભગવતપરાયણ થઇ, ઈશ્વર ભજન કરવું એજ મુખ્ય કર્તવ્ય છે."

સાયંકાલે પવિત્ર થઇ, ઘીનો દીવો કરી, દીપજ્યોતિની પ્રાર્થના કરવી.

શ્લોક:— દીપજ્યોતિ પરબ્રહ્મ દીપજ્યોતિર્જનાર્દન: ।<br>
દીપો હરતુમેપાપં સન્ધ્યાદીપ નમોસ્તુતે ॥ ૧ ॥<br>
શુભં કરોતુ કલ્યાણ મારોગ્યં સુખ સંપદં ।<br>
શત્રુ બુદ્ધિ વિનાશાંચ દીપજ્યોતિર્નમોસ્તુતે ॥ ૨ ॥

અર્થ:— દીપ રૂપ જ્યોતિ પરબ્રહ્મ છે, દીપરૂપ જ્યોતિ જનાર્દન

વિષ્ણુરૂપ છે. હે દીપ, મારાં પાપોને હરો, હે સન્ધ્યાદીપ તમને નમસ્કાર હો. ॥ ૧ ॥"

હે દીપ જ્યોતિ, શુભ કરો, કલ્યાણ કરો, આરોગ્ય અને સુખ સમ્પતિ આપો, શત્રુની બુદ્ધિનો નાશ કરો, તમને નમસ્કાર છે. ॥ ૨ ॥"

આ પ્રમાણે પ્રાર્થના કરી પછી જમતા હોઇએ તો જમિએ પછી પોતાના ગામમાં, અગર પોળમાં, મહોલ્લામાં જ્યાંહાં સત્સંગ, કથા, કીર્તન થતાં હોય ત્યાંહાં જવું. રાતે ભગવદ્ સંબંધી વિચાર કરવા; પછી સુવાના ટાઇમે ઘેર આવી સુઈ જવું સુવાની પથારી સ્વચ્છ કરવી ચાદર કે વસ્ત્ર જે હોય તે ધોયેલું પાથરવું અને તે ઉપર પરમાત્માનું સ્તવન કરી સુખરૂપે શયન કરવુ ઉત્તર દિશા તરફ માથું કરવું નહિ; સુતી વખતે નિચેનો શ્લોક બોલવો.

શ્લોકઃ—શયને પદ્મનાભાય મુચકુન્દો મહામુનિ ।
સર્પચૌરભયં નાગ્નિ र्भम રક્ષા જનાર્દન ॥

અર્થઃ—"હે પદ્મનાભ! નાભિમાં કમળવાળા હે પ્રભુ! તમને નમસ્કાર હો મહામુનિમુચકંદ જેમ સુખે નિંદ્રા લેતો હતો તેમ મને નિંદ્રાવશ કરો; અને મનુષ્ય દુઃખને દૂર કરનાર હે જનાર્દન ભગવાન! સાપ, ચોર અને અગ્નિના ભયથી મારૂં રક્ષણ કરોઃ આ પ્રમાણે પ્રાર્થના કરી ભગવદ્‌મય ભાવયુક્ત, સ્મરણ કરતાં સુઈ જવું.

॥ સાયંવિધિ સમાપ્ત ॥



# મનુષ્યજન્મ કર્તવ્ય



અવિદ્યામય જીવને આ જગતરુપી નાટકશાળામાં અનેકવાર જન્મ મરણરુપી પાઠ ભજવવા ઉતરવું પડે છે, અને વારંવાર સુખ દુઃખાદિને શરણે થઇ ભ્રંતિજન્ય ભાવાભાવનાં આશ્ચર્યવંત અનેક રૂપો ધારણ કરવાં પડે છે. એ વાર્તા શાસ્ત્ર સુપ્રસિદ્ધ છે.

**લક્ષં વિંશતિ વૃક્ષયોનિ જનિતા લક્ષં દશાંડોદ્ભવા ।**
**લક્ષં ખાગ્નિ મિતાસ્તથાક્રમિગણા લક્ષંનવાંભોચરાઃ ॥**
**લક્ષારુદ્રમિતાસ્તથૈવપશવો લક્ષાબ્ધિસંખ્યાનરાઃ ।**
**પૂર્વૈઃ પૂણ્યસમુચ્ચયો ભવતિ ચેદ્દ બ્રહ્મણ્યયોનિભવેત્ ॥**

(૨૦) લાખ વ્રક્ષયોનિ છે. (૧૦) લાખ ઇંડજ યોનિ છે, (૩૦) લાખ ક્રમીગણુ યોનિ છે. (૯) લાખ જળચર યોનિ છે. (૧૧) લાખ પશુ યોનિ છે. (૪) લાખ મનુષ્ય યોનિ છે. એમ ચોર્યાશી લાખ યોનિઓ વિષે, અવિદ્યામય જીવને અજ્ઞાન વડે વારંવાર જન્મ ધારણુ કરવા પડે છે, અને શિતોષ્ણુાદિ તાપો ખમવા પડે છે. આ સર્વે યોનિમાં અવતરતાં, અવતરતાં, પૂણ્યયોગના પ્રભાવે જીવ મનુષ્ય દેહમાં આવે છે, મનુષ્ય દેહની બનાવટ એવી બનાવેલી છે કે તે મનુષ્ય દેહ પ્રાપ્ત થતાં જો જીવ જાગી જાય, અથવા શાસ્ત્ર, સંતો અને મહાત્માઓનો સમાગમ કરી જ્ઞાનાજ્ઞાનનો વિચાર અંતરમાં સમજી વિવેક ધારણુ કરે તો જરુર પરમપદમાં પહોંચી જાય. આ માનવ શરીર પ્રાપ્ત થયા છતાં, જો નરકરુપી વ્યાધિની ચિકિત્સા કરે નહિ

તે બીજી અજ્ઞાન યોનિમાં જઇને ત્યાં શું કરશે? આયુષ્યની સ્થિરતા નથી એમ સમજ્યા છતાં, આ મારી સ્ત્રી, આ મારું ધન, આ મારા બાંધવો, આ મેં કર્યું, આ મારેજ કરવાનું છે, હું કરીશ એમ દ્વૈત-ભાવ વ અનેક શારીરિક ચેષ્ટાઓથી વ્યાકુળ મનવાળો જીવ જન્મ મરણના ફેરારુપી ફળનેજ પામે છે.

જેઓ માત્ર ઉદરનુંજ પોષણ કરનારા છતાં દુર્માર્ગે ચાલનારા છે, તેઓ પોતાનું હિત તથા અહિત દેખતા નથી, અને તેથી તેઓ નર્કેચ્છુજ છે. એમ જાણવું. કારણ કે:—આહાર, નિદ્રા તથા મૈથુન વગેરે સકળ વિષયનો સંભોગ પ્રાણી માત્રને સમાન છે, પણ જ્ઞાન સંપાદન થવાનો માર્ગ માત્ર મનુષ્ય જન્મમાં છે. છતાં કદાપિ કોઇ મનુષ્ય જ્ઞાન સંપાદન કરે નહિ તો તેને કેવળ પશુતૂલ્ય જાણવો. જે મનુષ્ય પશુતૂલ્ય છે, તે એટલુંજ જાણે છે કે, પ્રાતઃકાળે મળ-મુત્રને વિસર્જન કરવાં, મધ્યાહ્નને અન્નનું ભક્ષણ કરવું તથા જળ પીવું અને રાત્રિએ મૈથુન કરવું તથા નિદ્રા લેવી. એમ મોહિત થઈ રાત્રી દિવસ દેહના પોષણ માટે, ઇંદ્રિયોની વિષયાશક્તિનું શોધન કરવા તથા ધન સંપાદન કરવાં અને સ્ત્રીઓ સાથે વિહાર કરવામાં, પુત્ર પુત્રાદિની લાલચમાં, મોટાઇ અને ખાનપાનમાં સર્વત્ર કાળ નિમગ્ન કરે છે; પરન્તુ સદ્દવિચાર પ્રાપ્ત કરવા જન્મનું શ્રેયાર્થ કરવા, થોડો સમય પણ લઇ શકતો નથી. એજ આશ્ચર્ય! આમ અવિદ્યામય જીવાત્મા પુનઃપુન (ફરી ફરીને) લક્ષચોર્યાશી યોનિમાં આથડે છે. પરમાત્માની પરમ કૃપાથી જ્યારે મનુષ્ય શરીર પ્રાપ્ત થયું. સમય સુખકર મળ્યો, પરમતત્ત્વને જાણનારા સંત મહાત્માઓનો સમાગમ પણ દુર્લભ છતાં પોતાને પ્રાપ્ત થયો, દરેક ઇંદ્રિયો પણ યથાર્થ છે, શરિરશક્તિ

પણ છે, છતાં હું કોણ એ જાણ્યું નહિ, અસ્થિર અને બહુરૂપી જેવો ક્ષણે ક્ષણે બદલાતો અને વિનાશ પામતો, આટાટોપ સરખો દેહ એટલે શું? મારૂં ખરૂં સ્વરૂપ કયું? અને ખરૂં કર્તવ્ય શું? એનો જરીયે પણ વિચાર ઉદ્‌ભવ્યો નહિ તો પછી મનુષ્યપણુંજ મિથ્યા સમજવું. અન્ય યોનિનું ચરિત્ર મનુષ્ય યોનિમાં આવનાર જીવને રહ્યું તો પછી તેને મનુષ્ય જ કોણ કહે? મનુષ્ય એ શબ્દ મહાનમાં મહાન અને ગહનમાં ગહન છે. કારણ કેઃ—દેવ લોકો પણ મનુષ્ય દેહની ઇચ્છા કરે છે મનુષ્ય દેહમાં આવેલો જીવાત્મા, જો ધારે તો અભ્યાસ બળવડે ક્રમેક્રમે અપાર ઉત્કૃષ્ટ સત્તા ભોગવે છે.

આ અવનીમાં ઉત્તમોત્તમ અને મોક્ષના દ્વારરૂપ મનુષ્ય જન્મ પામી, કયા કર્તવ્યદ્વારા શું સપાદ્ય છે? તે માણસે સર્વથી પ્રથમ જાણવું જોઇએ. કારણ કે પૂર્વજન્મના અતિશય સુકૃતનો ઉદય–શુભ સંસ્કારનું પ્રાબલ્ય-એજ મનુષ્યત્વ પ્રાપ્ત થવાનો મુખ્ય હેતુ છે. (પુણ્યના સંચયથીજ કોઈક સમયે જીવ મનુષ્યજન્મ પામે છે) અને તે ઉચ્ચતર માનવ અવતારમાં પણ આ કર્મભુમિરૂપ ભારતવર્ષમાં જન્મ થવો એ અતિ દુર્લભ છે; કેમકે ભરતખંડજ ધર્મકૃત્ય કરી પોતાનો જન્મ સાફલ્ય કરવા અનુકૂળ સાધનરૂપ દેશ છેઃ—

આ જંબુદ્વીપના નવ ખંડોમાં ફક્ત આ ભરતખંડજ કર્મ કરવાનું ક્ષેત્ર છે; અને બાકીના આઠ ખંડો તો દેવતાઓને સ્વર્ગમાં ભોગવતાં અવશેષ રહેલાં પુણ્યોના ભોગ ભોગવવાના સ્થળરૂપ પૃથ્વીનાં સ્વર્ગ છે, એમ કહેવાય છે

આ જંબુદ્વીપમાં પણ કર્મભૂમિરૂપ આ ભરતખંડજ શ્રેષ્ઠ છે; અને બીજા દેશો તો ભોગભૂમિરૂપ દેશો છે.

માટે સ્વર્ગવાસી દેવો પણ સ્વર્ગ કરતાં ભરતખંડમાં જન્મ થયેલાને શ્રેષ્ઠ માને છે.

દેવો પણ એવાં ગીત ગાય છે કે સ્વર્ગ અને અપવર્ગના હેતુરૂપ ભારતભૂમિ ઉપર અમારા દેવપણા કરતાં જે પુરુષો ઉત્પન્ન થાય છે, અર્થાત્ જેઓ દેવપણા કરતાં મનુષ્યપણું પામે છે, તેઓને ધન્ય છે.

તો આ દેવપ્રાર્થિત ભૂમંડલ ઉપર જન્મ ધરીને, જે માણસ પોતાનું કર્તવ્ય જાણતો નથી. તે અતિ ક્લેશપાત્ર થઈ, દુઃખતર સ્થિતિને પામી છેવટે પસ્તાય છેઃ—

"સંસારના સુખથી લોભાયેલા ચિંતામણિરૂપ મનુષ્યજન્મ વિષયરૂપ કાચના મૂલ્ય સાટે વેચ્યો (ખોયો.) હા ખેદ! સઘળો જન્મ નિષ્ફળ ગયો!"

માટે પાછળથી એ પ્રમાણે પશ્ચાતાપ કરવો ન પડે તેવો યત્ન સતત્ કરવો.

પોતાના જન્મને કીર્તિભાજન કરવા, તથા અતિ દુઃખદાયક પુનઃ પુનઃ થતા જન્મમરણાદિ ક્લેશોથી મુક્ત થવા, પોતપોતાના વર્ણાશ્રમ ધર્મને ઉચિત સત્કર્મદ્વારા ત્રિવિધતાપને ઉપશમન કરનાર "જ્ઞાન" અને તેને અપરોક્ષ અનુભવ—આત્મસાક્ષાત્કાર—કરાવનાર "યોગ" એજ ઉપાદેય (સંપાદન કરવા યોગ્ય) છે. એમ જાણી તે પ્રાપ્ત કરવા સર્વદા મોહનિદ્રાથી જાગૃત્ રહી, આલસ્યપ્રમાદાદિ દોષોનો પરાજય કરી, સ્વાત્મકાર્ય કરવા પ્રયત્નવાન્ થવું એજ ઉત્તમ કુલમાં જન્મ ધરવાનું પ્રયોજન છે. માટેજ શ્રી યોગરસાયણમાં પણ કહ્યું છે કેઃ—

મોટા કુળમાં ઉત્પન્ન થયેલ અને પોતાના આત્માનું શ્રેય ઇચ્છનાર મનુષ્યે આત્મજ્ઞાન મેળવા શ્રમ કરવો; કે જેનો અનુભવ કરી જ્ઞાતા નિર્વાણપદને પામે છે.

કાલની ગતિ વિપરીત છે, દેહ ક્ષણભંગુર છે, જીવિતનો ભરોસો નથી, માટે જેમ બને તેમ તે ધર્મકર્ય સત્વર કરવું જોઇએ.

જ્યાં સુધી દુ:ખોએ શરીરનો આશ્રય કર્યો નથી, જ્યાં સુધી આપત્તિઓ આવી નથી, ઇન્દ્રિયો જ્યાં સુધી વિકલ થઇ નથી, ત્યાં સુધીમાં પોતાના શ્રેય માટે યત્ન કરી લેવો.

ધર્મ કાર્યમાં પ્રમાદ કરવો નહિ; કેમકે સર્વત્ર આલોક અને પરલોકમાં પ્રાયશઃ ધર્મ જ મનુષ્યનું સંરક્ષણ કરનાર છેઃ—

આત્માને સહાય્ય કરવા માટે પિતા, માતા, પુત્ર, સ્ત્રી કે જ્ઞાતિ વગેરે કોઇપણ રહેતું નથી; ફક્ત ધર્મજ સાહાય્ય કરવા રહે છે.

ધર્મ જ આલોક તથા પરલોકમાં સુખદ, સ્થિર, અક્ષય્ય અને પ્રાપ્તવ્ય સ્થાનને પમાડનાર છે. માટે પોતાનો ધર્મ શો છે ? તેનો શાસ્ત્ર અને સત્પુરૂષદ્વારા નિશ્ચય કરી, તે ધર્મના પરિપાલનમાં સદા આસક્ત રહેવું. જે ધર્મનું પરિપાલન આપણાથી થશે, તે ધર્મ પણ આપણો અભ્યુદય તથા સંરક્ષણમાં બદ્ધપરિકર થઇ તત્પર રહેશે. ધર્મસંરક્ષણનું ફલ શિષ્ટો એ આ પ્રમાણે કથ્યું છે:-

"પૃથ્વી ઉપરનાં રજકણો ગણાય, વરસાદનાં ટીપાં પણ ગણાય. પરંતુ ધર્મસંરક્ષણ કરવાથી જે ફલ થાય છે, તેની ગણના વિધાતાથી પણ થઈ શકતી નથી."

પોતાના અજ્ઞાનને લીધે કદાપિ પોતાના ધર્મનું વાસ્તવિક સ્વરૂપ

જાણવામાં ન આવે, તો પણ પરધર્મનો આશ્રયં કરવો નહિ. કારણ કે 'સ્વધર્મે નિધનં શ્રેયઃ પરધર્મો ભયાવહઃ' (સ્વધર્મમાં રહીને મરણ થાય, તો પણ સારૂં પરંતુ પરધર્મ તો ભય ઉપજાવનારો છે.) એવું ભગવદ્દવચન છે. સ્વધર્મથી જેઓ ભ્રષ્ટ થાય છે, તે આલોક અને પરલોકમાં પણ દુઃખી જ થાય છેઃ—

ધર્મથી ભ્રષ્ટ થનાર અથવા સ્વધર્મ નહિ પાળનાર માણસનું આયુષ્ય નાશ પામે છે, અપકીર્તિ વધે છે, ભાગ્ય ક્ષય પામે છે. તેના પિતરોનું સ્વર્ગથી પતન થાય છે, અને પોતે પણ દુર્ગતિ પામે છે.

હવે સ્વધર્મપાલનમાં પ્રથમ સત્કર્મ તથા સદાચાર એ બન્નેની અપેક્ષા છે; અને તે વડેજ ચારે પુરુષાર્થ (ધર્મ, અર્થ, કામ ને મોક્ષ) મેળવી શકાય છે. એકલા જ્ઞાનથીજ મોક્ષ થાય છે એમ કહી, કેટલાક નામ ધારક સંતો પોતાના અનાધિકારી (જેમને ચિત્તશુદ્ધિ તથા ચિત્તસ્થિરતા પ્રાપ્ત થયાં નથી એવા) સેવકોને કર્મમાર્ગથી વિરામ પમાડી, જ્ઞાનોપદેશ દે છે; પરંતુ આવા પોપટીઆ જ્ઞાનથી કલ્યાણ ન થતાં ચિત્તની અશુદ્ધિ અને અસ્થિરતાને લીધે અંતઃકરણમાં સદા અશાંતિજ રહ્યા કરે છે, પરિણામે જ્ઞાનથીજ મોક્ષ થાય છે, એ અમારે સર્વાંશે માન્ય છે. પણ તે સંપૂર્ણ સાધન સંપન્ન અને જિતેન્દ્રિય અધિકારીને જ; સર્વને નહિ. કોની પેઠે કે:—

(ઘી પુષ્ટિ કરનારૂં છે, પણ જેની જઠરાગ્નિ પ્રબલ હોય તેને; જ્વરવાળાને નહિ.) તેમજ જ્ઞાન પણ સદ્વૃત્તિયુક્ત સદ્ગુરૂભક્તિપરાયણ જે વિવેકસંપન્ન અધિકારી છે, તેને જ કૈવલ્યપ્રદ છે; અન્યને નહિ.

જ્યાં સુધી ચિત્તશુદ્ધિ થઇ નથી, તથા મનના વિક્ષેપનો નાશ થયો નથી, ત્યાં સુધી શુદ્ધ જ્ઞાન પ્રાપ્ત થતુંજ નથી. માટે ચિત્તશુદ્ધિ થવા, તથા મનના વિક્ષેપનો નાશ થવા માટે કર્મ તથા ઉપાસનાની આવશ્યકતા છે.

વર્ણાશ્રમધર્મને સમજીને સત્કર્મ કરવાથી ચિત્તશુદ્ધિ થાય છે; અને ચિત્તની શુધ્ધિ થયે, શ્રી ઈશ્વર તથા શ્રીમદ્ ગુરુની ઉપાસનાથી મનની ચંચલતા નાશ પામે છે; અને ત્યાર પછી જ્ઞાનના અધિકારી થવાય છે.

કર્મ બે પ્રકારનાં છે, સકામ અને નિષ્કામ. તેમાં જે સકામ છે, તે ફલની ઇચ્છા વડે કરવામાં આવવાથી બંધનનો હેતુ છે; અને જે નિષ્કામકર્મ છે તે ફલેચ્છા વગર શ્રી ઇશ્વર પ્રીત્યર્થે કરવામાં આવવાથી બંધનનો હેતુ નથી. મોક્ષની ઇચ્છાએ જે કર્મો કરવામાં આવે તે કામ્ય કર્મો નથી પણ નિષ્કામકર્મજ કહેવાય. એ નિષ્કામ કર્મ કરવાથીજ ખરી ચિત્તશુધ્ધ થાય છે. કામ્યકર્મથી ફલની પ્રાપ્તિ થયે, અથવા મળેલ ફલ નાશ થયે, સુખ દુઃખ ઉત્પન્ન થઇ તેમાં રાગદ્વેશ ઉપજે છે. જેથી મનની વ્યગ્રતા વધતી જાય છે. ફલેચ્છા રહિત કર્મ કરવાથી, તેનો સંભવ ન રહેતાં મન સ્થિર થઇ શાંતિ પામે છે; માટે નિષ્કામ કર્મ કરવાં.

અત્ર કોઈ કહેશે કે શ્રી શુકદેવ વગેરે જન્મથીજ જ્ઞાની હતા, તેમણે કાંઇ કર્મ કે ઉપાસના કરી જ્ઞાન સંપાદન કર્યું નહોતું. તો તેના પ્રત્યુત્તરમાં કહેવાનું જે તેઓ પૂર્વ જન્મમાં સર્વ સાધનયુકત હોઇ, યોગભ્રષ્ટ થયેલા; કે જેથી તેમને આ જન્મમાં ચિત્તશુધ્ધિની અપેક્ષા રહેલીજ નહોતી, એવા ઉત્તમ અધિકારીઓને જ્ઞાનનો રંગ

તત્કાલ લાગે છે. આધુનિક કાલમાં તેવા અધિકારીઓ દુર્લભ છે. સાંપ્રત યુગબલે હાલ તો કેવલ સ્વાર્થ કુશલી વેદાંતનો માત્ર વાણિ-વિનોદજ કરી જાણનાર વેદાંતીઓ પ્રાયશઃ સર્વત્ર દૃષ્ટિએ પડે છે.

શબ્દ વડે વેદાંતની વાર્તા કરવામાં કુશલ પણ વૃત્તિ (બ્રહ્મવૃત્તિ) થી રહિત અને વિષયોમાં પ્રીતિવાળા એવા, "જેમ ફાગણ માસમાં ઘેરૈયા દેખાય છે," તેમ વેદાંતીઓ કલિયુગમાં દેખાય છે. વાણીના ઉચ્ચારરૂપી ઉત્સાહનેજ જાણનારા, પણ તેમાં બતાવેલી ક્રિયા (સ્વરૂપાનું સંધાન તથા લયચિંતનાદિક યોગ) કરવામાં અશક્ત, એવા જેમ ફાલ્ગુન માસમાં બાલકો દેખાય છે, તેમ કલિયુગમાં વેદાંતિઓ દેખાય છે.

જે જે મહાન્ પુરૂષો ઉચ્ચ પદવિ પામ્યા છે. તે તેઓ ક્રમે ક્રમે કરીને જ પામ્યા છે. કોઈ માણસને માળ ઉપર જવું હોય તો સોપાના (નિસરણી)ને પગથીએ ક્રમે ક્રમે ચઢીને જાય છે. તેમજ જ્ઞાનની પણ જે સપ્તભૂમિકાઓ (શુભેચ્છા ૧ સુવિચારણા ૨. તનુમાનસા ૩. સત્વાપત્તિ ૪. અસંશક્તિ ૫. પદાર્થાભાવિની ૬. તુર્યગા ૭, તેમાં પહેલી ભૂમિકા જે શુભેચ્છા. તે નિષ્કામકર્મ અથવા શુદ્ધ એકાગ્ર ચિત્ત કરી ઉપાસનાયુકત વિવેક, વૈરાગ્ય, ષટસંપત્તિ અને મોક્ષેચ્છા એ ચાર સાધનયુક્ત આત્માને જાણવાની જ્યારે તીવ્ર ઇચ્છા થાય ત્યારે તે પ્રથમ ભૂમિકા સિદ્ધ થઈ એમ માનવું. પણ પ્રથમથી તે શુભેચ્છારૂપ પહેલી ભૂમિકાનુજ ઠેકાણું હોય નહિ. અને સપ્તમી ઉપર આરૂઢ થઈ જીવનમુક્તિનું સુખ લેવા જવું, એ તો સોપાનનાં પગથીઆનો ક્રમ ભૂલવાથી તે ચઢનારનું જેમ ઉપહાસ્સ થાય તેમજ તે ક્રમદ્વેષીની દશા પણ થાય છે. જેઓએ ક્રમે ક્રમે

ભૂમિકાઓ સિદ્ધ કરી નથી, અને જીવન્મુક્તના લક્ષણ સાંભળીનેજ તે પ્રમાણે ઉપર ઉપરથી કેટલાક પાખંડીઓ પોતે વર્તી, પોતાના શિષ્યોને વર્તાવવા બોધે છે. પરંતુ તે જ્ઞાન સાર્થકય રૂપ ન નીવડતાં, તે બન્ને ઇન્દ્રિયારામી થઇ ગુરૂ અને શિષ્ય અનેક દુઃખો ભોગવી અંતે નારકી થાય છે; એવા અર્ધદગ્ધ વેદાંતીઓ ' સર્વબ્રહ્મ ' એમ બોલી ઇન્દ્રિયારામી થયેલા ઘણા નજરે પડે છે.

શ્રેષ્ઠ પુરૂષોનું એ આચરણ નથી કેમકે શ્રેષ્ઠ પુરૂષો જેમને આવશ્યકતા નથી તો પણ અજ્ઞાની લોકોને તેમ વર્તાવવા લોક સંગ્રહાર્થે પણ કર્મ કરે છે. પ્રારબ્ધ કર્મ, ક્રિયમાણ, સંચિત ત્રણે કર્મનો નાશ કરવા વેદોક્ત નિત્ય કર્મ, ઉપાસના, અને જ્ઞાન એ ત્રણેની જરૂર છે, જેમ કાંટો કાઢવા સોયની જરૂર છે, તેમ તેની પણ જરૂર છે. એ ત્રણે શરીરરૂપી કાંટો હોય ત્યાં સુધી કર્મ, ઉપાસના અને જ્ઞાનનુ નિત્ય સેવન કરવું જોઇએ. શ્રી૦ કૃષ્ણ પરમાત્માએ પણ અર્જુનને એમજ કહ્યું છે.

જનકાદિક વગેરે પણ કર્મથી જ સિદ્ધિને પામ્યા છે. માટે લોક સંગ્રહાર્થે પણ કર્મ કરવાને યોગ્ય છે. શ્રેષ્ઠ પુરૂષ જે જે કર્મ કરે છે, તે તે કર્મ બીજા પણ કરે છે; શ્રેષ્ઠ જેને પ્રમાણ કરે તેને લોક અનુસરે છે.

પોતાના વર્ણાશ્રમને યોગ્ય કર્મવિધિને છોડીને બીજો મુક્તિનો માર્ગ નથી; માટે શ્રી પરમેશ્વ પ્રીત્યર્થે કર્મકરવાં. આ વચનથી પણ એજ ફલિત થાય છે.

સત્કર્મમાં પ્રથમ સદાચારની જરુર છે. આચાર સારો હોય તોજ ધર્મ સચવાય છે. પણ અભેદ શબ્દનો લક્ષ્યાર્થ જાણ્યા શિવાય

વાચ્યાર્થ લઈ, અભેદ રીતિએ વર્તવાથી મોટો અનર્થ થાય છે. શ્રી મનુભગવાન આચારનું મહાત્મ્ય નીચે પ્રમાણે દર્શાવે છેઃ—

વેદ તથા સ્મૃતિમાં આચાર એજ પરમ ધર્મ કહેલો છે; માટે બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય વગેરે જે પોતાના આત્માના હિતની ઈચ્છા રાખતા હોય, તેમણે સર્વદા આચાર યુકત રહેવા યત્ન કરવો.

આચારથી આયુષ્ય વધે છે, સારા આચારથી મનમાનતી પ્રજા થાય છે, સદાચારથી અક્ષય્ય ધન વધે છે. અને અશુભ ફલ ઉપજાવનારાં દેહમાં રહેલાં અપલક્ષણ જતાં રહે છે.

દુરાચારી પુરૂષની લોકમાં નિંદા થાય છે, અને તે સર્વકાલ દુઃખી રહે છે, વ્યાધિમાં પડયો રહી રીબાય છે, અને આયુષ્ય પણ ટૂંકું થાય છે.

આચારથી રહિત બ્રાહ્મણ હોય, અને તે ચારે વેદનું અધ્યયન કરેલો હોય, પરંતુ તે અનાચારીને વેદ પણ પવિત્ર કરવા કે મુક્તિ આપવા ઉપકારક થતા નથી. આ પ્રસંગે ભગવતીભાગવતમાં પણ કહ્યું છે કેઃ—

છ અંગો ( શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂકત, જ્યોતિષ અને છન્દ ) એ સહિત ચારે વેદનો અભ્યાસ કર્યો હોય, તો પણ તે વેદો આચાર વગરના દ્વિજ ( બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય )ને પવિત્ર કરતા નથી: જેમ પાંખો આવેલા પક્ષિઓ માળાને છોડી દે છે, તેમ તે વેદાધ્યાયીને (વેદ ભણેલાને) તેના મૃત્યુસમયે વેદો પણ છોડી દે છે.

માટે પોતપોતાના વર્ણાશ્રમને ઘટતા ધર્માચાર પાળવામાં હમેશાં તત્પર રહેવું.

શ્રીસદ્‌ગુરૂ પણ, તેવા પવિત્ર વિનયવાન અધિકારીનેજ અમૂલ્ય જ્ઞાન કે યોગ વગેરેનો સદ્‌બોધ આપે છે, પણ અનાચારીને ઉપદેશ દેતા નથી. શ્રીયાજ્ઞવલ્કય મુનિએ પણ અધિકારનું વર્ણન કરતાં કહ્યું છે કેઃ—

પોતાના કર્તવ્યને જાણનારો ક્રોધને જિતેલો સત્યધર્મમાં તત્પર પોતાના આશ્રમ (બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને ભિક્ષુક વગેરે જે આશ્રમમાં રહેતો હોય તે)ના સદાચારને જાણનારો, અને વિદ્વાનો પાસેથી યમનિયમાદિકને સારી રીતે શીખી નિષ્ણાત થયેલો હોય તેનેજ અધિકારી જાણવો.

માટે આવા અધિકારીને આ ભવભંજક યોગ કે જ્ઞાનનો ઉપદેશ આપવો પણ "શિશ્નોદરસ્તાયૈવ ન દેયં વેષધારિણે' (શિશ્નોદરપરાયણ વૃત્તિવાળાને કે વેષધારી ધૂર્તને સદુપદેશ દેવો નહિ.) એવા અપકવ અને મલિન હૃદયવાળાનું જ્ઞાન ત્રિવિધ તાપને ઉપશમન કરતું નથી. જેમ માર્જારને દેખી 'અહંબ્રહ્માસ્મિ' વાકયનો ઉચ્ચાર કરનાર પોપટનું ધૈર્ય સ્થિર રહેતું નથી; તેમ તે દુર્બલ હૃદયવાળાનું વિપત્તિના સમયમાં બ્રહ્મનિષ્ઠપણું ટકી શકતું નથી. દુઃખના સમયમાં તેનો બ્રહ્માનુભવ, ક્ષણવારમાં જ પલાયમાન થાય છે; અને પાછળ અજ્ઞાન આવી ઉભું રહે છે.

માટે પવિત્ર બુદ્ધિવાળા જિજ્ઞાસુએ પોતાને વારંવાર પીડતા ભવરોગથી છુટવું હોય, તો તેમણે, પ્રથમજ કોઇ શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ ગુરૂનો આશ્રય લઇ, પોતાના વર્ણાશ્રમ ધર્મની રીતિ જાણી, શુભેચ્છા વગેરે જ્ઞાનભૂમિકાઓનો ક્રમ સાધી શનૈઃ શનૈઃ અનુભવપૂર્વક જ્ઞાન મેળવવું. અથવા શાસ્ત્ર વિચારવું હોય તો તે પણ શ્રીસદ્‌ગુરૂ પાસેજ સદ્‌બોધદાયક વેદાંતશાસ્ત્રો વગેરેનું શ્રવણ મનનપૂર્વક અવલોકન કરવું.

પોતાના ચિત્તની સ્થિરતા થવા બુદ્ધિનું સામ્યત્વ વધવા, તથા મનના વિક્ષેપ દૂર થવા પ્રથમ તો પોતાની જાતિના વર્ણાશ્રમ ધર્મ કર્મમાં પ્રવિણ થઇ તેના અનુષ્ઠાનમાં તત્પર થવું.

બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રિવેર્ણીને તો પરંપરાથી વૈદિક-કર્મનો અધિકાર છે; પણ તેઓ સંસ્કારપૂર્વક કૃતોપનયન હોય તો. પરંતુ હાલના યુગબળને લીધે ઘણાક ક્ષત્રિય વૈશ્ય અસંસ્કૃત (સંસ્કાર-રહિત) તથા અનુપવીત છે જેથી તેઓ પોતાનું ઉપવીત ધારણ કરવાનો કાળ "ગર્ભાદૈકાદશે રાજ્ઞો ગર્ભાન્તુ દ્વાદશે વિષમ્" (ગર્ભથી અગીયારમું વર્ષ ક્ષત્રિયને અને ગર્ભથી બારમું વર્ષ વૈશ્યને) લાંબો સમય વીતી જવાથી તેઓ ઉપનયનહીન થઇ વ્રાત્ય નામને પ્રાપ્ત થયા છે, માટે તેમણે પોતાની પ્રકૃત્તિ સ્થિતિનો વિચાર કરી દયાળુ આચાર્યની પાસે જઇ શ્રદ્ધા ભક્તિથી શાસ્ત્રોક્ત પ્રાયશ્ચિત કરી પોતાના આત્મહિતને સારૂં યજ્ઞોપવીત (જનોઇ) ધારણ કરીને જે વૈદિકકર્મનો પ્રસંગવશાત્ વડિલોથી ત્યાગ કરાયેલો છે, તેનું યથા-વિધિ ગ્રહણ કરી પાલન કરવું; અને તત્પશ્ચાત્ પોતાના પુત્રપૌત્રા-દિકના ઉપવીત નો કાળ વીતીને તેઓ પાછા વ્રાત્ય પ્રાયશ્ચિતી ન થાય તેવો યત્ન તિવ્રતાથી કરવો કે જેથી પોતાના કુળ ને વંશની ઉન્નતિ (ચઢતી) થાય. આ વિષે જે જે વધારે જોવું હોય તેણે ઉપનયન-મિમાંસા, આશ્રમમિમાંસા, વર્ણમિમાંસામાં તેમજ વ્રાત્ય સંસ્કાર-મિમાંસામાં જોવું.

જ્યાં સુધી પોતાનો પ્રમાદ ગયો ન હોય, એકદમ ઉપનિત થવા કોઇ પ્રકારની અડચણ હોય એવા ક્ષત્રિય વૈશ્યે તથા વેદાધિકારરહિત

એક જાતિયે આ ગ્રંથમાં બતાવેલાં ધર્મ કર્મ સતત્ કરવા તત્પર થવું જોઇએ.

હાલના લોકોની આચારવિચારની સ્થિતિ તથા સ્વધર્મમાં તત્પરપણું એ દિવસે દિવસે શિથિલ થતાં જોઇ તથા અંધ પરંપરાની રીતિએ કેટલાકનું ઉન્માર્ગ ગમન થતું જોઇ તેમને પુનઃ સ્વધર્મમાં સ્થાપી સન્માર્ગ ગમન કરાવવું તથા ક્ષિણ થયેલા વૈદિકકર્મમાર્ગાદિનો જીર્ણોદ્ધાર કરી દ્વિજત્વ ખોઇ બેઠેલા દ્વિજોને તેમનું દ્વિજત્વ દર્શાવી અદ્વૈતમતને અનુસાર દુસ્તર ભવાબ્ધિમાં બુડતા દુઃખી માણસોને તેમના સ્વરૂપનું જ્ઞાન બતાવી શોકરહિત સ્થાનમાં સ્થાપવા પ્રયત્ન કરવો ઘટીત છે.

શ્રૌતસ્માર્ત વૈદિકધર્મના અનુસાર ભરતખંડના રહેવાશી ભારત હિંદ જાતિએ પોતાની પ્રજાના કલ્યાણાર્થે પવિત્ર એવી સંસ્કૃતિ ધર્મ-વિદ્યા (ધર્મક્રિયા)નો અભ્યાસ કરવો, અને કરાવવો જોઇએ, ધર્મ વિદ્યાથી રાજવિદ્યા પ્રાપ્ત થઇ શકે છે; પણ રાજવિદ્યાથી ધર્મવિદ્યા પ્રાપ્ત થઇ શકતી નથી. કારણ રાજ્યક્રાંતિ અનેકવાર બદલાઇ છે, પરંતુ ધર્મક્રાંતિ બદલાતી નથી. ધર્મ એ સનાતન બીજ છે. રાજ્ય એ સનાતન બીજ નથી. ધર્મ સનાતન મૂળ છે; ત્યારે રાજ્ય એ સનાતન ધર્મનાં પાંખડા છે. મૂળ નાશ પામતાં કંઇપણ રહી શકે નહિ, મૂળ હોય તોજ અનેક પાંખડાં વારંવાર ફૂટે, ભરતની પર અનેક સારા માઠા રાજાઓ થઇ ગયા-થયા છે, અને થશે. પણ સનાતન ધર્મનું મૂળ દૃઢ હોવાથી તે નાશ પામ્યું નથી, પામવાનું નથી અને પામશે પણ નહિ. આ સનાતન ધર્મ અભેદ છે, અક્ષય છે, નિર્વિકારી છે, નિર્વૈર છે, નિઃશંક છે, નિષ્કલંક છે, અહિંસાત્મક છે;

એક છતાં સર્વોત્તમ છે, સર્વોપરિ છે; સર્વદૃષ્ટા છે, જીવાત્માથી માંડી મહાત્મા–પરમાત્મા–બ્રહ્મ–પરબ્રહ્મના સ્થાન સુધી લપટાયેલો છે; અ ક્રિયાત્મક હોવા છતાં ક્રિયા પ્રદર્શિત છે, ઠેઠ સુધી નિચે ઉતરી પડેલા જીવાત્માને ધર્મજ બ્રહ્મસદનમાં પહોંચાડી શકે છે. માટે જેમ બને તેમ દરેક પવિત્ર મનુષ્યે નિરંતર પોતાની પવિત્ર પ્રજાઓમાં નિર્ભયતાથી પવિત્ર ધર્મ સંસ્કાર યોજવા ખાસ સતત્ પ્રયત્નવાન થવું જોઇએ. ધર્મવિદ્યા પ્રાપ્ત કરવા–કરાવવા કાળજી રાખવી જોઈએ. ધર્મની શુદ્ધ ભાવના કેળવવી, પણ ધર્માંધ ભાવનાનો ત્યાગ કરવો.

ધર્માંધભાવના એટલે ધર્મનાં વિશુદ્ધચારિત્ર્ય આપણામાં હોય નહિ અને નીતિ, નિયમ, સત્ય વિગેરેથી આપણે દૂર હોઇએ, દયા–દાન અને દિનતા આપણામાં પા અંશે પણ ન હોય, પ્રાણિ માત્ર ઉપર ઉપકારવૃત્તિનું હૃદયગારમાં ચિહ્ન પણ દેખાતું ન હોય, તેમજ મન, વચન અને ક્રિયામાં જુદા જુદા પ્રકાર ધારણ કરવામાં આવતા હોય, વાણી મધુર હોય અને હૃદયમાં ક્રુરતા હોય. મનમાં વિષયાદિના કે વિપરીત ઘાટ ગોઠવાતા હોય, અને બહાર તીલક, છાપ, માળા જટા રાખી કે મુડાવી ભગવાં કે પવિત્રતા બતાવવામાં આવતી હોય, દેવમંદિર, તિર્થાદિકોમાં દોડી દોડી જે જે કરી ભક્તિનો ડોળ રાખવામાં આવતો હોય, અને પ્રાણિઓનો દ્વેષ, એકબીજાના ધર્મમાર્ગનો દ્વેષ કે રોષ દૂર થતો ન હોય, વૃતાચરણ કરવામાં આવે, દેવ નિંદા, સંત, નિંદા અગર અવગણનાઓ કરાતી હોય, મારૂં ખરૂં અને તારૂં ખોટું, મારા દેવ સાચા અને તારા જૂઠા એવી વિપર્યય બુદ્ધિ હોય, વર્ણાશ્રમ ધર્મથી વિરૂદ્ધ આચરણ હોય તેનું નામ ધર્માંધ ભાવના સમજવી.'

પરમાત્મા પ્રભુ સર્વવ્યાપક છે, સર્વેશ્વર છે, સર્વાંતર્યામી છે.

સત્તાવ્યાપક છે, જ્યાં ઉભા રહીને જૂએ ત્યાં દેખાય એવા છે:—દષ્ટાંત ચારે દિશામાં બેસનાર માણુસની વચ્ચે પડેલો એક દિવ્ય ગોળ પદાર્થ છે. હવે પૂર્વ દિશા તરફની વ્યક્તિને પૂછીએ કે આ પદાર્થ કઇ દિશામાં છે, તો તે પ્રતિજ્ઞાપૂર્વક કહેશે કે મારી પશ્ચિમ દિશામાં છે, દક્ષિણુ દિશામાં બેઠેલી વ્યક્તિને પૂછીએ કે તમારી કઇ દિશા તરફ છે, તે કહેશે કે ઉત્તર દિશામાં, પશ્ચિમવાળી વ્યક્તિ કહેશે કે પૂર્વ દિશામાં અને ઉત્તરવાળી વ્યક્તિ કહેશે કે દક્ષિણુ દિશામાં, એમાં એકેનું ખોટું છે જ નહિં. તેમ પરમાત્મા તમામ દિશાઓમાં છે; અરે વ્યકિત માત્રમાં છે, માત્ર મનુષ્યે તે સત્યતાપૂર્વક જોવા અભ્યાસ આદર્યો નથી, સંસ્કાર મેળવ્યો નથી. તે સત્ધર્મરૂપી ઇશ્વરને-પરમાત્માને જોવાનાં સાધનો સાધ્યાં નથી- સંપાદન કર્યાં નથી અને તે સાધનો વિના જોવા મીથ્યા તરફડીયાં- વલખાં મરાય છે; તેમાં બરોબર-યથાર્ત દેખાતું નથી; તેથીજ "દુઃખે છે માથુ અને કુટાય છે પેટ" પરસ્પર ધર્મના માર્ગના ઝઘડા જોવામાં આવે છે. ધર્મ માટે ઘરમાં-મહોલ્લામાં-શેરીમાં- પ્રજાુના સ્થળોમાં-દેશમાં-પ્રદેશમાં-આશ્રમમાં-વર્ણમાં-જાતિવિજાતિમાં જ્યા જુઓ ત્યાં કલેશ ટંટા-મારામારી-તોડાતોડ અને ફોડાફોડ થતી જોવામાં આવે છે. હિન્દુ મુસ્લીમ-ખ્રિસ્તી-પારસી, યાહુદી, સ્રી-પુરૂષ સર્વત્રમાં મત્તામત અને હા ને ના નાંજ વેર, ઝેર હોય છે. એનું કારણુ આંખ આગળ સત્ય વસ્તુ હોવા છતાં નહિ દેખાવાનું છે. કરને જોવા આરસીની મારામારી જેવું છે. સહુ કોઇ માણુસ માત્ર પરમ પ્રેમરૂપી પરમાત્માને જોવા; પ્રપંચ પ્રે... પછવાડે મચ્યાછે, તેથી કરી પરમ પવિત્ર પ્રેમસાગર

પરમાત્માનું દર્શન પામતા નથી. જે પુરૂષો નદીના જળરૂપ બની પરમપવિત્ર પ્રેમસાગર પરમાત્મામાં વિના અવરોધે મળ્યા છે, તે પુરૂષો પરમ પવિત્ર પ્રેમસાગરરૂપ થઇ જવાથી વાંકા-ચૂકા કે આડા અવળાપણાના ચાળા શાંત પડી જઇ વિરમી ગયા છે. તેવા પુરૂષોની બલીહારી છે. તે ગંભીર મહાસાગરરૂપ જ્યાં જ્યાં ચૈતન્ય-દેવનું અસ્તિત્ત્વ છે, ત્યાં ત્યાં નમસ્તે, નમસ્તે, નમસ્કાર હો—નમસ્કાર હો, એમ ઉચ્ચારે છે. જોવું પોતાને છે; સાંભળવું પોતાને છે, ચાલવું પોતાને છે, કરવું પોતાને છે, એટલે બીજા તરફ દૃષ્ટિ શું કરવા કરે; બીજું દેખે પણ કયાંથી અને દેખવા જાય-પકડવા જાય-સાંભળવા જાય કે ચાલવા જાય તો દ્રષ્ટિ ચૂક થઈ જવાથી પડયા સિવાય રહે પણ નહિ. માટે સ્થિર આત્મવત્ દ્રષ્ટિ રાખી પોતાનું ને પોતાની પ્રજાનું કલ્યાણ કરવા અભિમાનરહિત તત્પર થવું એજ શ્રેષ્ટ માર્ગ છે, એટલા માટે દરેક મનુષ્યે પ્રથમથી પોતાનાં—

બાળક કે બાળકી પાંચ વર્ષની થાય ત્યાં સુધી માતપિતાએ લાલન પાલન કરવું, પછી નિશાળે મૂકવાં. નિશાળેથી ઘેર આવે ત્યારે તેઓ શું ભણ્યાં છે, શું શીખ્યાં છે, તેની તપાસ કરવી. તેમાં ભૂલચૂક રહેતી હોય તે સુધારવી, ભણતરમાં વધારો કરવો. પ્રથમથી ધર્મનીતિનાં આચરણ શીખવાડતા રહેવું. થોડો વખત યોગ્ય છોકરાં સાથે રમવા દેવાં, પણ સંભાળ રાખવી. છોકરાઓને છોકરા સાથે અને છોકરીઓને છોકરીઓ સાથે રમવા દેવી પણ છોકરીઓ સાથે છોકરાઓને કે છોકરાઓ સાથે છોકરીઓને રમવા દેવાં નહિ. કારણ બન્નેનાં પરમાણું જૂદાં હોય છે. બાર વર્ષની ઉમ્મર થાય ત્યાં સુધી ઝાઝાં ઘરેણાં પહેરાવવાં નહિ, અને ખાવાપીવામાં લલચાવવા નહિ.

તેમજ બહુ ઝીણાં વસ્ત્ર પહેરાવવાં નહિ. જેમ બને તેમ ખાદી વિગેરેનાં વસ્ત્ર પહેરાવવાં જેથી બાળકોની તન્દુરસ્તી સારી રહી અંગરક્ષણ થાય. માદક, કેફી પદાર્થોનું સેવન કરાવવું નહિ. ચાહથી શરીરમાંનું લોહી બગડી શરીરનો રાજા વિર્ય નિર્બળ થાય છે અને જીંદગી બરબાદ જાય છે. પૌષ્ટિક પદાર્થો દૂધ સાકર વિગેરે આપવાં અગર સાત્વિક અન્ન આપવું તે ઘણું જ ઉત્તમ છે. બાળકોને બચપણમાંથી સદ્ગુણ પ્રાપ્તિ કરાવવી જરૂરની છે. નાનુ વૃક્ષ હોય અને તેને વાળે તેમ વળે છે પણ મોટું થયા પછી વળતું નથી. નાનપણથી ધર્મનીતિ અને સત્ય તરફ વાળવાથી બાળક સત્વરે વળે છે. થોડો થોડો વખત આચાર્ય ગુરૂઓના સહેવાસમાં જવા દેવાં અથવા જોડે તેડીને જવું, ધર્મરૂપી ધનની પ્રાપ્તિ કરાવવી, આર્થિક અને પરમાર્થિક બન્ને જ્ઞાન તરફ વાળવાં. શાસ્ત્રમાં પણ કહ્યું છે કેઃ—મનુષ્યે જન્મતાંજ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ પ્રાપ્ત કરવા પુરૂષાર્થ કરાવરો. આને ચતુર્વિધ પુરૂષાર્થ કહેવાય છે. આ શરીર અને આ સંસાર ત્રિવર્ગ ક્ષેત્ર ગણાય છે, માટે આલોક પરલોક પ્રાપ્તિ માટે વ્યહવારિક તથા ધાર્મિક કેળવણી બચપણમાંથી અવસ્ય આપવી. ધર્મજ પરલોકમાં સાહક છે. ધર્મ કર્મ અને સત્યથીજ ધરા નામ પૃથ્વી શોભે છે. તેટલા સારૂં બાળકો (છોકરાઓ)ની પચ્ચીસ વર્ષની ઉમ્મર સુધી લગ્ન કરવાં નહિં; અને બાળકીઓ (છોકરીઓ)ની ૧૧–૧૨ વર્ષની ઉમ્મર સુધી લગ્ન કરવાં નહિં. તે છતાં, લગ્ન વહેલાં કરવામાં આવે તોય છોકરીઓને રૂતુકાળ પ્રાપ્ત થયા સિવાય એટલે સોળ વર્ષની ઉમ્મર થયા સિવાય સાસરે નહિં મોકલતાં માતપિતાએ ધાર્મિક ગૃહસ્થાશ્રમ ધર્મનું શિક્ષણ આપવું. સાસુ સસરાએ પોતાના પુત્રના હિતાર્થે વહુને પુત્રી પ્રમાણે ગણી,

ધાર્મિક ગૃહસ્થાશ્રમની કેળવણી આપવા ચૂકવુ નહિં જોઇએ. પુત્રને પચ્ચીસ વર્ષ સુધી અને પુત્રીને સોળ વર્ષ સુધી ગૃહસ્થાશ્રમ એટલે પતિપત્ની તરીકે નહિં પણ પૂર્ણ ગૃહસ્થાશ્રમના ધર્મ અને નિત્ય નૈમિત્તિક કર્મ સાથે મોક્ષ પ્રાપ્તિની વિદ્યા તથા આર્થિક સુખનું જ્ઞાન મેળવવા પ્રયત્નશીલ કરવાં. નિશાળમાં, ગુરૂકુળમાં અને થોડો થોડો વખત અવકાશે શ્રોત્રિય (શાસ્ત્રને જાણવાવાળા) બ્રહ્મનિષ્ઠ (બ્રહ્મપદના જ્ઞાનવાળા અને તેમાં નિષ્ઠાવાળા) સદ્‌ગુરૂના સહેવાસમાં વખત ગાળતાં શિખવાડવું જોઇએ. મનુષ્ય જન્મની પ્રાપ્તિ પેટ ભરી વિષયભોગ ભોગવવા નથી; પણ સ્વસ્વરૂપ જાણવા માટે છે. મનુષ્યયોનિમાં પુરૂપ અને સ્ત્રી અવતાર ધારણ કરી અવસર ચુકે ને સાવધાનપણું નહિં રાખતાં ગફલત ગાળે, અને આળસ કરે, તે મહા કષ્ટદાયક જન્મમરણના ફેરામાં પડી વારંવાર દુઃખી થાય છે. માટે "સમય વર્તે સાવધાન" થઈ શ્રી સદ્‌ગુરૂ શરણ શોધવું "ઉત્તમોત્તમ ધર્માચરણ ને સત્ય જાણવા, પરમજ્ઞાનવાળા ગુરૂની શોધ કરવી" અને પુત્રો કે પુત્રીઓને તે માર્ગે ચઢાવવાં. શુદ્ધ શ્રૌત સ્માર્ત સનાતન વૈદિક ધર્મના જાણનારા ધર્માચાર્યો જે બ્રહ્મપદમાં સ્થિત હોય સ્વાર્થ પ્રપંચથી રહિત હોય, નિરાભિમાની, અક્રોધી, નિર્લોભી, નિર્મોહી, નિષ્કામી, પવિત્ર આચારવિચારમાં પ્રવિણ હોય તેઓની પાસે વિનયથી પરમવિદ્યા, નાનાં મોટાં સર્વ મનુષ્યે પ્રાપ્ત કરી લેવી. માત પિતાએ તેવા માર્ગે અનુસરવા બાલકોને પ્રેરવા જોઇએ, પણ અટકાવવાં નહિં. બાર વર્ષથી તે સોળ વર્ષસુધી બાળકોને સાધારણ જ્ઞાન હોય છે, તેથી ત્યાં સુધી બાળકો માટે સંપૂર્ણ કાળજી રાખવી. પછી બાળકોએ પોતે વિચારવંત થઈ કેટલાક નિયમ પોતે પાળવા દ્રઢાગ્રહ કરવો અને

સ્વહિત માટે પોતે સત્ય ધર્મમાં નિશ્ચળ રહેવું. પ્રથમ બ્રહ્મચર્ય વ્રત પાળવું. યુવાન બાળકોએ પચ્ચીસ વર્ષ સુધી યુવાન બાળકીઓએ સોળ વર્ષ સુધી અખંડ બ્રહ્મચર્યવ્રત ધારણ કરવું. બ્રહ્મચર્યવ્રતને ભ્રષ્ટ કરનાર આઠ દોષો છે. સ્ત્રી સ્મરણ (૧) સ્ત્રી સંબંધી વાતો (૨) સ્ત્રી સાથે ભાષણ (૩) સ્ત્રીનું દર્શન (૪) સ્ત્રી સાથે હસવું (૫) સ્ત્રી સાથે એકાંત (૬) સ્ત્રીનો સ્પર્શ (૭) સ્ત્રી સંજોગ (૮) એ દોષોથી દૂર રહેવું. કારણ કેઃ—

**દર્શનાત્ હરતે ચિત્તં, સ્પર્શનાત્ હરતે ધનમ્ ।**
**સંભોગાત્ હરતે વીર્યં, સ્ત્રી હિ પ્રત્યક્ષ રાક્ષસી ॥**

પુરુષોએ સ્ત્રી માટે અને સ્ત્રીઓએ પુરુષ માટે સુદ્રષ્ટ ઉલટ સમજી લઇ બ્રહ્મચર્યવ્રત રાખવા ચૂકવું નહિં. વ્યસન કરવું નહિં. નિરંતર પ્રાતઃકાળમાં વહેલાં ઉઠવું. આળસમાં વખત વીતાડવો નહિં. શૌચ (જાજરૂ) દાતણ કરી તુરતજ સ્નાન કરી લેવું પછી સંધ્યા પૂજા કરવી, તિલક ધારણ કરી સૂર્યને નમસ્કાર કરવા. ( પૂજા વિગેરેના નિયમમાં જૂઓ ) માતા. પિતા વૃદ્ધ વડીલોને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી પગે લાગવું. લાજ શરમ મૂકી માતપિતાનું ચરણપૂજન કરી ચરણોદક (તીર્થ) લેવું. કારણ શાસ્ત્રમાં લખ્યું છે કેઃ–આચાર્યદેવોભવ। માતૃ દેવોભવ। પિતૃ દેવોભવ। વળી મનુભગવાન પણ લખે છે કેઃ-

**શ્લોક—આચાર્યો બ્રાહ્મણો મૂર્તિઃ પિતા મૂર્તિઃ પ્રજાપતેઃ ।**
**માતા પૃથિવ્યા મૂર્તિસ્તુ ભ્રાતા સ્વો મૂર્તિરાત્મનઃ ।**

આચાર્ય (સદ્‌ગુરૂ) બ્રહ્માની મૂર્તિ છે, પિતા પ્રજાપતિની મૂર્તિ છે, માતા પૃથ્વિની મૂર્તિ છે, જેષ્ઠાભ્રાતા પોતાના પંડની મૂર્તિ છે.

માટે એ બધા પૂજાવા યોગ્ય છે. બાળકોને જન્મ આપીને ઉછેરવામાં માત પિતા જે દુઃખ સહન કરેછે. તેનો બદલો સેંકડો વર્ષ સુધી સેવા કરવાથી પણ વાળી શકાતો નથી. તેથી માત પિતાના સ્વર્ગસ્થ થયા પછી પણ તેમના બદલા માટે શ્રાદ્ધ, સંવત્સરીઓ પૂર્ણ શ્રદ્ધા અને સ્નેહથી કરવાં જોઇએ. મનુ ભગવાન લખે છે કેઃ—

શ્લોક—ઇમં લોકં માતૃભકત્યા પિતૃભકત્યા તુ મધ્યમમ્ ।
ગુરૂશુશ્રૂષયા ત્વેવં બ્રહ્મલોકં સમશ્નુતે ॥૨૨૩॥અ. ૨.

માતૃભક્તિ કરવાથી આ લોકને, પિતાની ભક્તિ કરવાથી મધ્યમ (દેવલોક)ને અને ગુરૂની ભક્તિ કરવાથી સનાતન બ્રહ્મ લોકને પામે છે. જે એ ત્રણેનો આદરસત્કાર કરે છે તેણે સર્વને આદરસત્કાર કર્યો એમ જાણવું અને જે ત્રણેનો અનાદર કરે છે તેની સર્વે ધર્મક્રિયાઓ નિષ્ફળ થાય છે.

માટે માત પિતા, ગુરૂ દેવને સેવવા સંપૂર્ણ શ્રદ્ધા કેળવવી. કદાપિ કાળે સ્વચ્છંદાચાર કરવો નહિ; પરંતુ માત પિતા ગુરૂના વચન ઉપર વિશ્વાસ રાખી આજ્ઞાનું પાલન કરવું અને નિરંતર વિચારવું કે હું એક આર્ય ધર્મના ઉદ્ધારકો—રામ કૃષ્ણાદિ અવતારો થઈ ગયા તે, અને વશિષ્ઠ, વિશ્વામિત્રાદિક, ભિષ્મ અર્જુનાદિક, મહાત્મા તુલસીદાસ, મીરાં, વગેરેનામાંનો અંશ છું. મારે પવિત્ર આચાર વિચાર ધારણ કરી સત્કર્મમાંજ વિચરવું જોઇએ અને વિશેષ વિચારથી સમજવું જોઇએ કે સર્વથી શ્રેષ્ટ સનાતન ધર્મનું રહસ્ય છે; જેથી યુરોપ અમેરિકાના તત્ત્વવેત્તાઓ પણ રૂષિમુનિઓની ક્રિયાના બંધારણથી પ્રસન્ન થઈ ગયા છે. આપણને સંધ્યાવંદનાદિ ફારસ જેવાં નહિ જ

લાગવાં જોઇએ. શ્રદ્ધાપૂર્વક નિત્ય નૈમિત્તિક કર્મ ધારણ કરવું જોઇએ, જેથી શરીર અને મન બેઉ પવિત્ર થાય છે. ગોળ ખાવાથી ગળપણ જણાય છે, તેમ સત્ક્રિયાઓ કરવાથી સત્ય આનંદ થાય છે. જે દિવસથી શુભ ક્રિયાઓ શરૂ થાય છે તે દિવસથી જ શરીરને મનમાં ઓર ચમત્કાર જણાય છે. જૈનો સમાગ તથા પરિક્રમણાના રૂપમાં અને મુસલમાનો નીમાજના રૂપમાં પણ શુભ ક્રિયા કરી શરીર મનને ધર્મ પરાયણ રાખી ઉન્નત કરી રહ્યા છે. આ ક્રિયા નવીન અગર નુકશાનકર્તા નથી, પણ સનાતન ધર્મની પ્રણાલિકા છે.

આજકાલ કળિયુગ અને અજ્ઞાન ભાષાનું જોર વધતું જાય છે. તેથી ફેશન અને અઘટિત રીતરિવાજો વધતા જાય છે. બધાં કરતાં આપણું ગુજરાત ગમે તેવા વેશને ધારણ કરતાં વાર લગાડતું નથી. વસ્ત્ર, બોલી, ખાનપાન વગેરેનું અનુકરણ કરવા મંડી જાય છે. પોતાની સાદાઈ સરળતા વગેરેને ભૂલી માત પિતા વૃદ્ધ વડીલો કે ધર્માચાર્ય સદ્‌ગુરૂઓની આજ્ઞાઓની તે હાંસી કરે છે. તેનું કારણ પવિત્ર સંસ્કારવાળી માતૃભાષાનો અભાવ છે. સંસ્કારરહિત ભાષા તથા તેઓનું અનુકરણ અભક્ષ્યાભક્ષ્ય અને સંસર્ગ દોષોથી પવિત્રતા આપણે ખોઈ નાંખ્યાં છે. તેથી શરીર, પોશાક અને શરીરની શોભામાં સઉ લ્હાણ માની ધર્મ કર્મ સ્હામું કોઈ જોતું નથી, પણ માંકડા જેવા વેશથી ધર્મનો ઉપહાસ કરવા મંડી જાય છે. કેટલાક કહે છે કે એ તો નવરાનો ધંધો ને નવરાની નિશાની છે. અમે ક્યારે પરવારીએ કે એવા ઢોંગ ધતુરા કરવા બેસીએ ? એથી શું પરમેશ્વર આવી પૂરૂં કરી જાય છે ? વારૂં તેમને પૂછીએ, કે ભાઈ સનાતન પરંપરા ચાલતા આવેલા ધર્મના નિયમોનું પાલન કરવા નવરાશ જ નથી,

અને થાક લાગે છે. ત્યારે મહેરબાની કરી કહેશો, કે દેશ પરદેશનાં અગર સગાવ્હાલાનાં અગર પાડોશીનાં, અગર ધંધાના હજાર કામ કરતાં થાક લાગતો નથી, અલી અને ફીકાની વાતો સાંભળતાં કલાકો ચાલ્યા જાય છે, તો પણ થાક લાગતો નથી: નવરાશ મળે છે, અને નિત્ય સત્કર્મ અને ધર્મ કર્મમાં વખત જ નથી એ જ જમાનાનું જોર.

સમજી લઈ નાનપણથી પવિત્ર સાત્ત્વિક અન્નનું સેવન કરવું, ઉત્તમ પ્રકારના નિયમો પાળવા. શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં અધ્યાય ૧૭ ને આઠમા શ્લોકમાં આહાર વિષે લખ્યું છે, તેનું પાલન કરવું. (જેમ બને તેમ હંમેશ ગીતા શાસ્ત્ર શબ્દાર્થ સાથે જાણી, પોતાના કર્તવ્યમાં મૂકી અનુભવવું.) પચીશ વર્ષ સુધી ગૃહસ્થાશ્રમમાં જોડાઇ જવું, અને ગૃહસ્થાશ્રમ ધર્મને ધારણ કરવો. સ્ત્રી પ્રાપ્ત થઇ હોય, તો શાસ્ત્રવિધિ પ્રમાણે વ્યવહાર ચલાવવો. સ્ત્રી ન હોય તો બ્રહ્મચર્ય વ્રતમાં રહી ઉદર પૂરતો ઉદ્યમ કરી, ઇષ્ટ ચિંતવનમાં કાળ નિમગ્ન કરવો. માતપિતા ગુરૂ વિગેરેની સેવા કરવી. સ્ત્રીવાળાએ સ્ત્રી સાથે રહી, માતપિતા, વૃદ્ધ, વડિલ, ગુરૂઓની આજ્ઞાનુસાર ચાલી, તેમની સેવા ભકિત કરવાં, અને ભરણપોષણ માટે સત્ય ઉદ્યમ કરવો. પ્રજોત્પત્તિ માટે સ્ત્રી સેવન શાસ્ત્ર પ્રમાણે કરવું. ગૃહસ્થાશ્રમી પુરૂષોએ સ્ત્રીના રજોદર્શનથી સોળ રાત્રી સુધીમાં ચોથી છઠ્ઠી, આઠમી, દશમી, બારમી, અને સોળમી રાત્રી હોય, તેમાં રૂતુમતિ સ્ત્રીને સેવવી. પરંતુ એ રાત્રિના યોગમાં અમાસ, પુર્ણિમા, એકાદશી, દ્વાદશી, વૈધ્રત, વ્યતિપાત વિષ્ટી, વ્રત વિગેરે કોઇ તીથિ, કે પર્વણી આવી જાય, તો તે દિવસ ત્યાગ કરવો. એમ ધર્મયુકત વર્તવાથી પ્રજા બળીષ્ટ થાય છે.

સોળ રાત્રી પછી રજોદર્શન થતા સુધી સેવન કરવું નહિ. તેમજ કોઇ દિવસ દિવસે સેવન કરવું નહિ. ગર્ભ રહ્યા પછી સેવન કરવું નહિ, અને દુર્ભાગ્યે સેવન કરનારે ચાર માસ પૂરા થાય, તે પછી તો ગર્ભવતીના સેવનનો ત્યાગજ કરવો. નહિ તો તેમ કરવાથી ગર્ભના અંગદોષ અને બુદ્ધિદોષ વૃદ્ધિ પામી હાનિ થાય છે. (શ્વાન ચેષ્ટાનો ત્યાગ કરવો.) આરોગ્ય, મનોબળ, બુદ્ધિબળ, આત્મબળ વધારવા દિવ્ય ગૃહસ્થાશ્રમનું બ્રહ્મચર્ય ઉપર પ્રમાણે પાળવું, એજ શ્રેષ્ઠ છે. ગૃહસ્થાશ્રમ ધર્મથી, ઉત્તરોત્તર કાળમાં જ્ઞાન સંપાદનથી મોક્ષ પ્રાપ્ત થાય છે. કેવળ વિષયભોગ અને વિષયભોગની ઇચ્છાઓ તો દુઃખદાયક જન્મ મરણને આપનારી છે.

બાળકીઓએ પણ માતાપિતા કે સાસુ સસરા દ્વારા, અને ગુરૂ આચાર્યો દ્વારા સોળ વર્ષ સુધી ગૃહસ્થાશ્રમના ધર્મ શીખવા પ્રયત્ન કરવો. નાની વયથી માતપિતા અને ગુરૂની શિખામણ માની આળસનો ત્યાગ કરી, ક્ષણે ક્ષણે સતી ધર્મની વિદ્યા ભણવી. ગૃહકાર્ય અને નીતિરીતિ શીખી લઇ નમ્રતા, સાદાઇ ને વિનયથી વિવેકી બનવું. ગુંથણ, સીવણ, ભરતકામ, રસોઇ વિગેરે ઘરનું તમામ કામ કાળજીથી કરવું. પરાઇ વસ્તુઓ દેખી ઉચ્છંખળતાથી તેની ઇચ્છા નહિ કરવી. ઓઢવા પહેરવામાં ફેશન નહિં રાખતાં સાદું અને સરળતાવાળું, જાડું અને પવિત્ર વસ્ત્ર પહેરવું, ગુરૂભક્તિ, માતૃભક્તિ પિતૃભક્તિ, સ્વામીભક્તિ, અને સ્વદેશભક્તિ કરવી. નમ્ર બોલવું, જોઇને ચાલવું, લાજ ધરવી, વિનય રાખવો, ઘણા પરિશ્રમથી શીળ, અને પતિવ્રત પાળવું, થોડું, અને પ્રિય સત્ય બોલવું. બાળકોએ પણ ઉત્સાહથી માતા, પિતા, ગુરૂની ભક્તિમાં પરાયણ રહી, સત્યતાએ શૌર્યવાન બની સ્વદેશ

સેવા કરવી અને આત્મોન્નતિના માર્ગે અનુસરવું, નિરંતર સત્સંગ, સત્ય વિચાર, સદાચરણનું સેવન કરવું. પ્રેમ, અને શાન્તિના પાઠ ભજવવા. વીરતા વડે વિજયી થવા, પોતાના અને ભારતના અભ્યુદય માટે કટિબદ્ધ થવું એજ શ્રેષ્ટ છે.

બાળક અને પુરૂષોએ ધર્મ મિમાંસા નિત્યકર્મના પુસ્તકને નિરંતર વાંચવાં. બાળકીઓએ અને સ્ત્રીઓએ સ્ત્રી નિત્યકર્મના પુસ્તકને નિરંતર વાંચવાં. લક્ષપૂર્વક વાંચી હરહંમેશ પોતાના શારીરિક, માનસિક ક્રિયામાં ઉમેરો કરવો, જેથી જગત્નિયંતા સત્યધર્મજ્ઞાન વડે પરમ ગતિ પ્રાપ્ત કરાવશે.



## કુમારિકાનું વિશેષ કર્તવ્ય



કુમારિકાઓએ પોતાને જન્મ આપનાર તથા ઘણા કષ્ટે પાળી પોષી ઉછેરી મોટા કરી વિદ્યા, વિવેક, અને વ્યવહારીક જ્ઞાનનું શિક્ષણ આપી નિરંતર ભલું ઇચ્છનાર, માતાપિતા વિષે ઘણા પ્રેમથી પૂજ્યભાવ રાખવો, અને તેમની આજ્ઞાનો ભંગ ન કરતાં પોતાનાથી બનતી સેવા કરવી. તેમને પોતાના કામકાજથી સંતોષ આપવો. તેઓ દુભાય તેવું કદાપી કરવું નહિં. નિત્ય પ્રાતઃકાળ થના પહેલાં ઉઠવું; ને આંખો તથા મોં ધોઇ, ઝાડેજંગલ જઈ આવી, દાતણ કરીને ન્હાવું. ટાઢની રૂતુમાં પણ કોઈ દિવસ નહાવામાં આલસ્ય કરવું નહિ. માથાના વાળ જુઓથી મેલા નહિ રાખતાં નિત્ય ઓળી ચોળી સ્વચ્છ રાખવા, લુગડાં પણ સ્વચ્છ રાખવાં પ્રતિદિન ન્હાયા

પછી સૂર્યનારાયણને, ઘરમાં અગ્નિ હોય તો તે અગ્નિને, દેવને, ગુરૂને અથવા ગુરૂની છબીને, અને માતપિતા, વૃધ્ધ વડીલોને નીચે બેસી, બે હાથ જોડી ભૂમિ પર હાથ મૂકી તે ઉપર માથુ મૂકી પગે લાગવું, ને પ્રણામ કરવા. મોટાભાઈ, ભોજાઇ, અને મોટી બેનને પણ પ્રણામ કરવા. પવિત્ર સંતસાધુ અથવા બ્રાહ્મણ આવે તો તેમને પણ પ્રણામ કરવા, અને પછી પોતાની માતાને પૂછી ઘરમાં કામ કરવા લાગી જવું, વાસણ માંજવાં, દાળચોખા વીણવા, પાણી ગાળવું, લોટ ચાળવો, ને જે જે ઘરનાં અગત્યનાં કામ પોતાનાથી બને એવાં હોય તે સાવધાનથી કરવાં. જે કામ પોતાને ન આવડતું હોય તે કામ શિખવાનો ઉત્સાહ રાખી વડીલોના બતાવ્યા પ્રમાણે ચિત્ત રાખીને કરવું. રસોઈનું કામ પણ થોડું થોડું પોતાની માતા અથવા રસોઇ કરનારની પાસેથી ઉત્સાહ રાખી શીખતાં રહેવું. ને પોતાને આવડેલું રસોઇનું કામ કરવાને જ્યારે પ્રસંગ આવે ત્યારે ધીરે રહી, સાવચેતી રાખી, પહેરેલું લૂગડું સંકોરી, શરીરે દઝાય નહિ ને રાંધવાની વસ્તુ દાઝી કે બળી જાય નહિ તેમજ તે કાચી કે પાણી પોચી રહે નહિ તથા તેમાં મીઠું, મરચું, હળદર આદિ મસાલો જોઇતોજ પડે. એમ લક્ષ રાખીને રસોઇનું કામ કરવું. જેમાં સમજણ ના પડે તેમાં પોતાની મા કે કોઈ વડીલને પૂછીને કરવું. જે બાળકીઓ નાનપણમાં આળસુ થઇ ઘરના કામકાજમાં ને રસોઈના કામકાજમાં અણુશિખાઉ રહે છે તે મોટપણમાં બહુ દુઃખી થાય છે. અને જે તે કામમાં કુશળ હોય છે તે સૌને વહાલી થઇ માન પામે છે. ડાહી બાળકીએ રીસાળ કે રોતણ સ્વભાવ રાખવો નહિ. જમવામાં ભૂખ જેટલુંજ જમવું. પણ

સ્વાદ જાણી વધારે વધારે જમવા કુટેવ રાખવી નહિ. પોતાના ઘરમાં જે રંધાયું હોય તેજ નિરાંતે બેસી ભૂખ પ્રમાણે જમવું. આખો દિવસ કાચું કોરું ભુકવાની ટેવ રાખવી નહિં. બહુ ખાટા, બહુ તીખા, બહુ ઉના અને ગરમ તથા ના પચે એવા પદાર્થ ખાવા નહિ. અજીર્ણ થાય, ઉધરસ, તાવ, સળેખમ, ખસ, ગરમી થાય, એવા પદાર્થ ખાવા નહિં. સારૂં સારૂં ખાવાની, લાલચુપણાની, ઘરમાંથી છાનુંમાનું ચોરી ખાવાની ને એકલું ખાવાની કુટેવો કદિ પણ રાખવી નહિ. માતા-પિતા જે કાંઈ ખાવાપીવાની કે ઓઢવા પહેરવાની વસ્તુ પ્રેમથી આપે તેમાં ઓછું વધતું માની રીસાવવું નહિં. ઘરમાં નાના મોટા કામમાં મદદ કરવી. બાળકીઓએ કોઈ સદાચરણી શાંત અને ધર્મિષ્ટ શિક્ષિકા અથવા તેવાજ પુખ્ત ઉમ્મરના પુરૂષ શિક્ષક પાસેથી ગુજરાતી સંસ્કૃત અને બને તો રાજભાષાનું ઉપયોગ જેટલું જ્ઞાન મેળવવું. તે સાથે ભરવાની, સીવવાની, ગુંથવાની અને ચિત્રની કળાઓ પણ શીખવી. આરોગ્યના નિયમો પણ જાણવા, તથા જ્ઞાન સાથે ધર્મ-નીતિનું જ્ઞાન અવશ્ય શીખવું. જીવ બધાનો સરખો છે માટે નાના મોટા જીવને દુઃખ દેવું કે મારવું નહિ.

જેવું દીઠું કે સાંભળ્યું હોય તેવું જ વધઘટ કર્યા વિના સાચે સાચું બોલવું. બહુ બોલવાની, તોછડા કે ભૂંડા શબ્દો બોલવાની, ઘાંટા કાઢી કે ગણકા-છાકોટા કરી બોલવાની અને ચાડી ખાવાની ટેવ રાખવી નહિ. ખપ જેટલું નરમાશથી મીઠી વાણીમાં બોલવાની ટેવ રાખવી, હલકી કે ભારે કોઇ વસ્તુની ચોરી કરવી નહિ. નિરંતર પવિત્ર રહેવું. જ્યાં ખેલ તમાસા કે નાટક ભવાઇ થતી હોય તથા જ્યાં છોકરાઓ રમતા હોય અથવા ગાતા, હસતા, બોલતા હોય ત્યાં જવું કે

બેસવું કે ઉભા પણ રહેવું નહિં. નદી, તળાવ, વાવ, કૂવાપર એકલા જવું નહિ. પોતાની જેવડી જે બાળાઓ હોય તેમની સાથે બેસવું, રમવું, ભણવું કે ગાવું પણ તેવા પ્રસંગે છોકરાઓ જોડે રાખવા નહિં. જે કન્યા ઉંચા કુળની, ઉંચી જાતની, ડાહી અને શાંત સ્વભાવની, સારા ગુણવાળી, સારી આવડતવાળી, સમજણવાળી, સારી ચાલની હોય તેનો સંગ કરવો, બેનપણાં બાંધવાં; પણ જે નીચી જાતની, ઉદ્ધત, ઉછાંછળી, વઢકણી, આળસુ, નિર્લજ્જ, દુરાચારી દુર્ગુણી હોય તેની સોબત રાખવી નહિં અને બેનપણું બાંધવું નહિં.

કુમારિકાને કરવા યોગ્ય જે જે વ્રત ગૌરી પૂજા (ગોરો) ગાય વ્રત, તુલસીવ્રત, ચાંલ્લાવ્રત, રવિવાર સોમવાર વ્રત, શિવ પાર્વતિનું વ્રત વિગેરે હોય તેને પોતાના દેશાચાર કે કુલાચાર પ્રમાણે માત પિતા તથા ઘરના કોઇ વૃદ્ધ વડીલની આજ્ઞા લઇને કરવાં. ગોરોના દિવસમાં કેટલીક અણસમજુ છોકરીઓ ભેગી થઇ નિર્લજ્જપણે ન બોલાય એવાં ભૂંડા શબ્દો બોલે છે, કૂટે છે ને ફટાણાં ગાય છે. તેથી આ નીચ કૃત્યથી વ્રતના પુણ્ય કરતાં પાપ બહુ વધી જાય છે અને વ્રતના દેવતા પાપી અને દુષ્ટ કન્યાઓ ઉપર બહુ કોપ પામી તેમના પાપ કર્મનું ફળ આપી તેમને બહુ દુઃખી કરે છે. માટે ગોરોના કે બીજા કોઇ વ્રત ઉપવાસમાં ધર્મ નિયમ પ્રમાણે સાંજ સવાર પવિત્ર થઇ વ્રતના દેવનું પૂજન કરવું. શ્રી શંકર, શ્રી વિષ્ણુ, શ્રી સૂર્ય, શ્રી ગણપતિ, શ્રી લક્ષ્મી, સરસ્વતી અને પાર્વતીજીની સ્તુતિઓ, પવિત્ર સતી ચરિત્રોની ગરબીઓ કે કીર્તનો ગાવાં. કિંવા ધર્મ નીતિનાં પુસ્તકો વાંચવાં, પહેરવા ઓઢવામાં બહુ સાદાઇ રાખવી, સારાં સારાં ઘરેણાં કે નવાં નવાં ઝીણાં લૂગડાં પહેરવાનું મન ન કરવું, કારણ કે સારાં

ઘરેણાંથી કે તમે લૂગડાંથી શોભતાં નથી પણ તમારા સદ્‌ગુણ અને ડહાપણથી શોભશો. જો કુમારિકાઓને સુખી થવું હોય અને કુમારિકાઓને સુખી રાખવી હોય, તો કદિપણ વસ્ત્ર અલંકારોથી લોભાવશો નહિ પણ સદ્‌ગુણ અને શાણપણ પ્રાપ્ત કરજો અને કરાવજો. છકેલી ભટકેલી જેવા ચાળા હિંદુ બાળાઓને શોભા આપશે નહિ.

કુમારિકાનાં લગ્ન થયા પછી એ કુમારિકા સોળ વર્ષે સ્ત્રી કહેવાય છે અને સ્ત્રીધર્મનું એને પાલન કરવાનું છે. લગ્નક્રિયામાં સપ્તપદીના પૂજન વખતે વર કન્યા સામસામી સાત પ્રતિજ્ઞાઓ કરે છે; તેને સપ્તપદી કહે છે.



## સપ્તપદી.



### પરણતી વખતે વરકન્યાની કબૂલતો. (પ્રતિજ્ઞા)

સ્ત્રીપુરૂષના વિવાહ સંસ્કાર વખતે જે ધર્મ નિમિત ઈશ્વરને હાજર જાણી અને લોકોની સાક્ષીએ પવિત્ર પ્રતિજ્ઞાઓ કરવામાં આવે છે. તે ધર્મ વ્યવહાર અને નીતિના ધોરણે જ અનુસરતી કરવામાં આવે છે એવું તે પરથી જ સિદ્ધ થાય છે. આ પ્રતિજ્ઞાઓ **આશ્વાલયન ગૃહ્ય સૂત્રમાં** જણાવેલી છે.

બન્ને કહે છે:-(૧) " આ યજ્ઞશાળામાં બીરાજેલા લોકો નિશ્ચયતાથી જાણો છો કે અમે અમારી પ્રસન્નતાથી ગૃહસ્થાશ્રમમાં રહેવાને એક બીજાનો સ્વીકાર કરીએ છીએ. અમારાં હૃદય જળની

પેઠે શાન્ત મળીને રેહેશે. જેમ પ્રાણવાયુ પ્રિય છે. તેમ અમે એક બીજાથી પ્રસન્ન રહીશું, સર્વે સુખદુઃખ ખમીશું અને એક બીજા પ્રત્યે દૃઢ પ્રેમ રાખીશું."

બન્ને કહે છેઃ-(૨) "જેમ પવિત્ર વાયુ અને જળ આદિને કિરણોથી ગ્રહણ કરનાર સૂર્ય દૂરના પદાર્થો અને દિશાઓને પ્રાપ્ત થાય છે, તેમ અમે એકબીજાને ઇચ્છાથી પ્રાપ્ત થઇએ છીએ, અમારા અન્યોઅન્યનાં મનને ઈશ્વર અનુકૂળ રાખે."

બન્ને કહે છે.-(૩) "અમો એકબીજા સાથે વિરોધ નહિ કરીએ, પણ પ્રાણરક્ષક થઇને, સર્વ દુઃખ દૂર કરી ઇશ્વર કૃપાએ સુખ ભોગવવા પ્રયત્ન કરીશું. પશુઓને અને અન્ય પ્રાણીને સુખ આપીશું. પ્રસન્ન ચિત્ત અને પવિત્ર અંતઃકરણથી રહીશું. અને સુંદર શુભ ગુણ-કર્મ-સ્વભાવવાળા વીરોને ઉત્પન્ન કરીશું."

પુરૂષ કહે છેઃ-(૪) "ઐશ્વર્ય અને સુસંતાનાદિ સૌભાગ્યની વૃદ્ધિ કરવાને તારો હાથ પકડું છું; તું મારી સાથે વૃદ્ધ થાય ત્યાં સુધી સુખથી રહે"

સ્ત્રી કહે છે.-(૫) "હું તમારો હાથ સૌભાગ્યની વૃદ્ધિ કરવા પકડું છું, તમે મારી સાથે વૃદ્ધ થાઓ ત્યાં સુધી પ્રસન્ન અને અનુકૂળ રહો. હું અને તમે આજથી પતિપત્નીના ભાવથી રહીશું."

સ્ત્રી કહે છે;-(૬) " (આ વિશેષ પ્રતિજ્ઞા ઇશ્વર પ્રાર્થના કરતાં અને લોકોને ઉદ્દેશીને કહે છે.) રક્ષક ઐશ્વર્યયુક્ત, ન્યાયકારી જગતનો ઉત્પન્ન અને ધારણ કરનાર પરમાત્મા અને આ સભામાં બેઠેલા સર્વ વિદ્વાન લોકો ગૃહસ્થાશ્રમ કર્મ અનુષ્ઠાન માટે મને તમને

આપે છે, માટે તમે મારે હાથે અને હું તમારે હાથે વેચાયાં છીએ. હવે આપણે કદી પણ એક બીજા તરફ અપ્રિય ચાલ ચલાવીશું નહિ."

પુરૂષ કહે છે;-(૭) " હે પ્રિયે ! ઐશ્વર્યયુક્ત હું તારો હાથ ધરૂં છું, તથા ધર્મયુક્ત માર્ગમાં પ્રેરક હું તારો હાથ ધરી ચૂકયો છું. તું ધર્મથી મારી પત્ની અથવા ભાર્યા છે, હુ તારો ધર્મથી ગૃહપતિ છું. આપણે બેઉ મળી ગૃહકાર્યો સિદ્ધ કરીએ, અને બેઉને અપ્રિય આચરણ (જે વ્યભિચાર છે) તે કદી ન કરીએ. એવું કરીએ કે જેથી ઘરનું સર્વ સિદ્ધ થાય અને ઉત્તમ સંતાનો, ઐશ્વર્ય તથા સુખની વૃદ્ધિ સદા ચાલતી રહે. " અને ધર્મ, નીતિને અનુસરી મોક્ષપદ પ્રાપ્ત કરીએ.

વિવેચનઃ—"કન્યા વરને કહે છેઃ-(૧) હે સ્વામીન્! મેં આ મોટું સૌભાગ્ય આપનાથી મેળવ્યું છે. માટે આપ જે કાંઈ લાવશો તેમાં હું ઘરનો નિર્વાહ કરી સંતોષ માનીશ. (૨) નિત્ય હું આપની આજ્ઞા પાળીશ. (૩) હું પવિત્ર રહી સારા શણગાર ધારણ કરી મન વચન અને કર્મ વડે આપની સાથે રમીશ. (૪) દુઃખમાં ધીરજ રાખનારી ને સુખમાં પ્રસન્ન થનારી હુ આપના સુખ દુઃખમાં ભાગિયણ છુ. આપની આજ્ઞા વિના હું કોઇ સ્થળે જઈશ નહિ. (૫) સુખેથી હું આપના ઘરનાં બધાં કામ કરીશ. સાસુ સસરાની સેવા અને આપના બંધુઓનો સત્કાર કરીશ. (૬) જ્યાં આપ ત્યાં હૂં ને હું ત્યાં આપ એમ આપની સાથે એકતાથી વર્તીશ, હું પ્રતિજ્ઞા ભંગ કરીને આપને કદી ઠગીશ નહિ, ને આપ પણ મને ઠગશો નહિ. (૭) હું હોમ યજ્ઞાદિના કામમાં નિત્ય આપને સાહ્ય કરીશ. નિત્ય નૈમિત્તિક

કર્મોમાં પણ મદદ કરીશ, તથા ધર્મ અને કામ સંબંધી કાર્યોમાં આપના મનની ઇચ્છા પ્રમાણે વર્તીશ. તથા આપ ધર્મપરાયણ રહી મને ધર્મમાં જોડશો જેથી આપણા બન્નેનું શુભ થશે. આ અમારી પ્રતિજ્ઞાઓના; બ્રાહ્મણ, અગ્નિ, દેવ, સૂર્ય, માત પિતા અને સંબંધીઓ એ સર્વ સાક્ષિરૂપ છે. આ સાત પ્રતિજ્ઞા વચનોનો નિત્ય પાઠ કરી, સ્મરણમાં રાખી, તેનું પાલન કરવું પણ કદાપિ પ્રતિજ્ઞાભંગ કરવો નહિ."

---

## —વહુઓનો ધર્મ—

નવોઢા, પ્રૌઢા તથા સર્વ સૌભાગ્યવતીઓએ જાણવું, જોઇએ કે આ શરીરને પ્રથમ કુમારિકા સ્થિતિમાં જન્મ આપનાર માતાપિતાના મમત્વનો અધિકાર હતો, તેમના સ્વાધીનમાં રહેવાનું હતું તે હવે તેજ આ શરીરને લગ્ન વેળાએ હસ્ત મેળાપ કરતાં જમણો હાથ લઇ પતિના જમણા હાથમાં મૂકી કન્યાદાન કરી, પોતાના મમત્વનો અધિકાર ઉતારી, સગાંસંબંધી અને જ્ઞાતિ બ્રાહ્મણ અગ્નિ આદિ દેવોની સાક્ષિએ પતિના સ્વામિત્વનો (ધણીપણાનો) અધિકાર સિદ્ધ કરી આપ્યો છે. તેથી હવે માતપિતાનો અધિકાર મટી પતિનો થએલો છે માટે નિરંતર તેમનેજ વશવર્તી થઇ રહેવું. શરીર સ્વામીનું, શરીરને પ્રેરનારૂં મન પણ સ્વામીનું અને શરીરના અલંકાર વસ્ત્ર ધનાદિક પણ સ્વામીનાંજ છે, એવું નિરંતર લક્ષ રાખી પતિ પ્રસન્ન રહે એવું કર્તવ્ય કરવું. સ્રીએ પરણ્યા પછી પિતાનું ઘર એ પરઘર અને પતિનું ઘર એજ પોતાનું ઘર જાણવું. (ચંદ્ર કિરણોથી શિતલ છે, પ્રકાશમાં ઉજવળ છે, લોકોના નેત્ર અને શરીરને આનંદ આપે છે પણ જેવો રાત્રિરૂપી પોતાના ઘરમાં શોભે છે, તેવો તે દિવસે

સૂર્યના પરઘરમાં રહી હેખાતો છતાં શોભતો નથી, તેમ સ્ત્રી જેવી પોતાના સાસરામાં રહીને શોભે છે, તેવી તે ગુણના ભંડારરૂપ હોય તોપણ પિયર કે મોસાળમાં કે બીજા સગા સંબંધીના ઘરમાં રહી શોભતી નથી. જયમ સ્થાન ભ્રષ્ટ થયેલો રાજા પ્રધાન કે કોઇ અધિકારી શોભતો નથી. તેમ સ્ત્રી પણ પતિના ઘર રૂપ સ્થાનથી ભ્રષ્ટ થયલી બાપ, ભાઇ, મામા, માશીના ઘરમાં શોભતી નથી. હજાર સદ્ગુણો હોય છતાં પતિવિમુખતા (અણબનાવ)નો એકજ અવગુણ સ્રીમાં હોય તો તે ઢંકાતો નથી અને તેના હજાર દોષ હોય છતાં પતિ સેવાનો માત્ર એકજ ગુણ જો હોય તો તે હજાર દોષ ઢંકાઇ જાય છે.

પતિની પ્રસન્નતા માટે ઘર અને સઘળાં ઘરનાં સાહિત્યો સ્વચ્છ તથા સુશોભિત રાખવાં. શરીર પણ સ્વચ્છ રાખવું. આનંદમાં રહેવું, રીસ, ક્રોધ, કે ઉદાસીનતા સ્વામીને બતાવવી નહિ. ઘરમાં તમામ વસ્તુની સંભાળ રાખવી. પોતાને માથે જે વડીલ હોય, તે કામ કરતાં હોય તો તે જોઇ પોતે બેસી રહેવું નહિ, પણ તેમની પાસેથી વિનયથી માંગણી કરી ધ્યાન રાખી કામ કરી લેવું. સાસુ, નણંદ, દેરાણી કે જેઠાણીમાં કામ માટે પરસ્પર ચડસાચડસી કરવી નહિ. પોતાને કામ કદાપિ વધારે કરવું પડે, તો સહન કરી લેવું. પોતાની શક્તિ ઉપરાંતનું હોય, તો તે કામ બતાવનારને નમ્રતાથી યુક્તિપૂર્વક આજીજી સાથે કહી દેવું. કામ કરવામાં આળસ રાખવું નહિ. કામ કરવામાં આળસુ સ્ત્રીઓને બેસી રહેવાથી કાંઈ લાભ થતો નથી, પણ જઠરાગ્નિનું મંદપણું, શરીરની જડતા અને મન ઇંદ્રિયોનું ભારેપણું, અને ખીજવાટ, ઇત્યાદી દોષો વધે છે અને સાસરીઆંના માણસોમાં પણ તે અળખામણી ગણાય છે. જે આગળ પડી હુટથી

કામકાજ કરે છે, તે સાસરીઆં અને સર્વ માણુસોને વહાલી થાય છે! 'કામ એક જાતનું કામણુ છે. કામ કર્યું, તેણે કામણુ કર્યું.' તે પર સૌ સ્નેહ રાખે છે, તેની સારી પ્રશંસા કરે છે, એટલુંજ નહિ, પણુ કામ કરવાથી શરીરમાં આરોગ્ય વૃદ્ધિ વિગેરે લાભો પ્રાપ્ત થાય છે, મન ઇંદ્રિયોની સ્વચ્છતા વધે છે, તેમજ નિંદ્રા, તંદ્રા આદિ દોષો નિવૃત્ત થાય છે. માટે પોતાને કામ કરવાનું મળતાં, તે કામ બતાવનારનો ઉપકાર માની ઉત્સાહથી કરવું.

સંસારમાં સ્ત્રીઓને સર્વ સુખના સ્થાનરૂપ પોતાનો સ્વામી છે. તેમનાં માતપિતાઓ પરમ પૂજ્ય છે, જેઓ સ્વામીના શરીરને પ્રકટાવનાર છે, પ્રેમપૂર્વક પાલનપોષણુ કરનાર, જેઓ તેમના ભવિષ્યના સુખ માટે વિદ્યા, વ્યવહાર, અને ધર્મજ્ઞાનમાં પ્રવિણુ કરનાર છે, અને મહા કષ્ટે સંપાદન કરેલી વહાલામાં વહાલી ધનાદિ વસ્તુઓને પણુ પુત્ર કરતાં અધિક પણુ જેઓ માનતાં નથી, પુત્રના દુઃખે દુઃખી, અને સુખે સુખી, તથા નિરંતર તેને જોઈ પ્રેમાશ્રુઓ પાડે છે, અને અહર્નિશ શુભ ચિંતન કરે છે અને જેના બદલામાં જોતાં આખા વિશ્વમાં કોઈ મળે નહિ. એવાં પોતાનાં સાસુ અને સસરા તેમના વિષે અત્યંત પૂજ્ય ભાવ રાખી પોતાના માત-પિતા તુલ્ય સ્નેહ રાખી, કદાપિ દુભાવા ન દેતાં પ્રસન્ન રાખીને તેમની સેવા કરવી. પતિના શરીર, ચાતુર્ય, વિદ્યા, જ્ઞાન, ઘર, ધનાદિક જે જે સુખો મળે છે, તે સઘળાં એ વૃદ્ધોનાજ પ્રતાપથી છે. એમ માની યોગ્ય સેવા કરવા ચૂકવું નહિ. કદાપિ તેઓ તામસી, જાડી બુદ્ધિનાં, અણુસમજુ, ચીઢીઆ સ્વભાવનાં, અદેખાં, જૂના વિચારનાં, ગ્રામ્ય આચારવિચાર તથા વર્તનવાળાં ને વઢકણાં હોય તથાપિ ચતુર

સ્ત્રીઓએ તે વૃદ્ધોના દોષો ન જોતાં વિવેકથી નમ્રતાથી તેમને વશ કરવાં, પ્રથમ તેમના સ્વભાવને મળતાં રહી તેમની પ્રીતિ મેળવી લેવી, કે જેથી તેઓ પોતાને વિરૂદ્ધ લાગે નહિ. સ્ત્રીઓની ચતુરાઈ, વિદ્યા, ડહાપણ અને સદ્‌ગુણોની ખરી કસોટી ત્યારેજ થાય છે કે જ્યારે પારકાંને પોતાનાં કરી સાસરીયામાં સમાવેશ કરી શકાય, તથા વિરૂદ્ધ સ્વભાવનાં સાસરીયાપક્ષનાં સઘળાની પોતાનાપર પ્રીતિ મેળવી લેવાય વૃદ્ધોની સેવા કરવાથી આયુષ્ય, વિદ્યા, કીર્તિ અને બળની વૃદ્ધિ થાય છે.

પગની ઘૂંટી ઢંકાય ત્યાં સુધી વસ્ત્ર પહેરવું. એથી ઉંચું પહેરવું નહિં, કાપડું કે ચોળી પહેર્યા વિના ફરવું નહિ. કામ વિના જ્યાં ત્યાં ફરવાની ટેવ રાખવી નહિં. કોઈ કારણ પ્રસંગે બહાર જવું પડે તો કોઈ વૃદ્ધ તથા પવિત્ર સ્ત્રીઓની સાથે જવું. અને ત્યાં પ્રયોજન જેટલું જ ટકવું. માર્ગમાં ડાબો ખભો ઉઘાડો રાખી ચાલવું નહિં; બહુ ઉતાવળા કે છટકેલ સ્ત્રીઓની પેઠે, ચટક મટક ચાલવું નહિં. માર્ગમાં સાસરા પક્ષમાં માન-મહત્તાવાળા પુરૂષો સામા મળતાં તેમની મર્યાદા લોપી સામા થઇને ચાલવું નહિં. પણ એક પડખે મૂંહ ફેરવી ઉભા રહેવું. માર્ગે ચાલતાં સામા મળતા જે તે પુરૂષો સામું આડું-અવળું ન જોતાં પોતાને ઠેશ ન વાગે, કાદવ-કાંટાવાળા કે અપવિત્ર સ્થળમાં પગ ન પડે, અથવા કોઇ જીવજંતુ ઉપર પોતાનો પગ ન આવે એમ નીચી દૃષ્ટિએ માર્ગ સામું જોઇને ચાલવું. માર્ગમાં ઉભાં રહીને પોતાના સંબંધી વર્ગના પુરૂષ સાથે પણ વાત કરવી નહિં. પોતાની છાતી, નાભિ, અને ગુહ્ય અવયવો કોઇને બતાવવા નહિં, દાંત બહાર દેખાય તેમ છુટે મોંઢે હસવું નહિં. પતિવ્રતા સ્ત્રીઓએ

પરપુરુષને સર્પ કે વ્યાઘ્ર જેવો માની બહુ દૂર રહેવું. પરપુરુષનું મુખ ભાદરવાની અજવાળી ચોથના ચંદ્ર જેવું દુષિત—ન જોવા—યોગ્ય—જાણી દુરથી અનાયાસે પણ તે ન દેખાય એટલા માટે ચંદ્ર સામું મુખ આડે વસ્ત્ર રાખે છે, અગર નીચું કે આડું જોઈ જેમ મનુષ્યો ચાલ્યા જાય છે, તેમ સ્ત્રીઓએ પરપુરૂષની લાજ કાઢવી. ગુજરાત, કાઠિયાવાડની સ્ત્રીઓમાં લાજ કાઢવાનો ચાલ નિંદવા યોગ્ય નથી પણ વખાણવા યોગ્ય છે. ઉત્તમ પતિવ્રતા સ્ત્રીઓ પરપુરૂષને સ્ત્રીવત જૂએ છે. ને મધ્યમ પતિવ્રતા સ્ત્રીઓ પિતા—ભાઈતુલ્ય જાણે છે. કનિષ્ટ પતિવ્રતાઓ પરપુરૂષવત્ જોઇ તેની લાજ કાઢી ફરે છે, એ ત્રણ પ્રકારની સ્ત્રીઓ ઉત્તમ જ છે. પણ જે સ્ત્રીઓ પરપુરૂષ સાથે કુભાવથી હસે, બોલે, રમે, તાળીઓ લે, ઠઠ્ઠા મશ્કરીઓ કરે તે અધમ છે. અને જાર બુદ્ધિથી પરપુરૂષનું સેવન કરે તે તો છેક અધમાધમ (વ્યભિચારણી) ગણાય છે. એ નર્કગામિની થાય છે. માટે ઉપરના ત્રણમાંથી ગમે તે ભાવ હોય છતાં લાજ કાઢવી એ શ્રેષ્ટ છે. માટે જે દેશમાં કે જે જ્ઞાતિમાં સ્ત્રીઓને લાજ કાઢવાનો રિવાજ ન હોય ત્યાં લાજનું અનુકરણ અવસ્ય થવું જોઇએ. લાજ ન કાઢવાથી કામી પુરૂષો કામદષ્ટિથી છુટથી બોલવાનો, અને એકાંત લેવાનો ઉપાય રચી સ્ત્રીઓના શીલનો ભંગ કરવાનો ઉપાય સાધી શકે છે. માટે પોતાના યુવાવસ્થામાં ત્રિશ વર્ષ વિત્યા સુધી લાજમલાજાના ચાલનો ન્યુન માત્ર પણ પરિત્યાગ કરવો નહિ. સૂક્ષ્મદષ્ટિથી જોતાં આ લાજ—મલાજાનો વૃદ્ધસંપ્રદાય ઘણા સદ્વિચારથી પ્રવર્તેલો છે. પોતાના પતિ વિના અન્ય પુરુષનું મુખ ન જોવું એ હેતુને લીધે જ, આચાર્યોમાં અને રાજ્યકુટુંબની સ્ત્રીઓમાં અંતઃપૂરમાં રહેવાનો અથવા પટાંતરે (ઓઝલ) રહેવાનો સંપ્રદાય પ્રવર્તેલો છે. તે બહુ મહત્ત્વવાળો હોવાથી પાલન કરવા યોગ્ય છે.

આપણા આર્ય વર્ગમાં છે એટલુંજ નહિ, પણ મુસમાન ભાઇઓમાં પણ બુરખાનો રીવાજ છે, ઓઝલ પડદે રહેવાનો રીવાજ છે. વળી એમની સ્ત્રીઓ તો એટલી બધી મર્યાદાશીલ છે કે નાટક, તમાસા ખેલ અને જાહેર મેળાવડામાં પણ જઇ શકતીઓ નથી. એમના ધર્મકાર્યમાં પવિત્રતા અને નિમાજ વિગેરે યથાસ્થિત પાળી શકે છે; ત્યારે આપણા આર્ય ધર્મીઓની સ્ત્રીઓ નાટક-ચેટક, તમાસા અને જાહેર મેળાવડામાં છચોક છત્રી, બુટ, ચશ્મા ચઢાવી ફેશનવાળા વસ્ત્ર અને વાંકા સેંથા પાડી અર્ધઉઘાડે માથે વાતોના તડાકા મારતી આંખની ભ્રમર ચઢાવતી જ્યાં ને ત્યાં ચિકારજ હોય છે. તેથી અનીતિના માર્ગો ખુલ્લા કરવામાં આર્યમહિલાઓ અગ્રગણ્ય ગણાય છે; એ ઘણી દીલગીરીની વાત છે. ચેતવા જેવું છે. દેવ દેવસ્થાન, મંદિરોમાં પણ સ્ત્રીઓનો વર્ગ સવાર સાંજ અસુરી વેળાએ ચાલતો મહાલતો જોવામાં આવે છે: "અહિ લખનાર દેવ દેવસ્થાન, મંદીરોની નિંદા કરવા નથી માગતો પણ સ્ત્રીઓએ પતિપરાયણ રહી યોગ્ય નિયમને ધારણ કરી પોતાના પવિત્ર દેવાલયોને વિષે પ્રિતિ પૂર્વક શ્રદ્ધાથી, સાદાં, પવિત્ર, અંગ ના દેખાય એવાં વસ્ત્ર પહેરી, આખું ઓઢી નિચી દૃષ્ટિએ જીવજંતુ જોતાં (જીવ ન મરે માટે) ચિંતન કરતાં કરતા એકવાર દર્શન કરવાં જોઇએ. અને કોઇને પોતાના અંગનો સ્પર્શ નહિ થવા દેવા કાળજી રાખવી જોઇએ" લજ્જા ધારણ કરવી એ સ્ત્રીઓની મુખ્ય ફરજ છે. લાજવડે-જે અંતઃપુરમાં રહેનારી-જનાનાની સ્ત્રીઓ આ નિયમનું પાલન કરીને પર પુરૂષોનું મુખ જોતી નથી, તેમની દૃષ્ટિની ચંચળતા ન વધવાથી નેત્રના દિવ્ય બળની વૃદ્ધિ થાય છે, ને તેમનું મનોબળ પણ બહુ વધે છે.

ને એવા મનોબળવાળી સુરક્ષિત સ્ત્રીઓજ પ્રજાના સમસ્ત સુખના આધારરૂપ શૂર કુમારોને જન્મ આપી વીરમાતાઓની ગણનામાં ગણાય છે. એવી જનાનામાં રહેનારી, ગૃહસ્થાશ્રમ ધર્મને જાણનારી, પોતાના વૃદ્ધો દ્વારા રાજ્યનીતિનું, તથા યોગ્ય ગુરૂઓદ્વારા ધર્મનીતિ અને અધ્યાત્મવિદ્યાનું જ્ઞાન પ્રાપ્ત કરી; ઇંદ્રિય મનોબળ વડે આપત્તના સમયે રણમેદાનમાં પડી શત્રુઓના સામે શિર ઝુકાવી યુદ્ધમાં પણ પોતાના પતિનું રક્ષણ કરી સતીત્વ પ્રભાવે રિપુદળને નષ્ટ કરી નાખ્યાં છે. અથવા તો સતીત્વ ભંગના પ્રસંગે શત્રુઓને શ્રાપ આપી પોતાના દેહને ભસ્મિભૂત કરી દીધો છે. એ બધું મર્યાદા-પૂર્વક ધર્મયુક્ત પતિભક્તિ અને સતીત્વ પ્રભાવનુંજ કારણ છે. માટે સધવા સ્ત્રીઓને તો સદ્ગતિ આપનારૂં પોતાનું પાતિવ્રાત્યજ છે, એમ સમજીને નિરંતર તનમન અને ધનથી પતિ સેવાપર યણ રહેવું, પોતાનો પતિ ગુણવાન્ કે ગુણ વગરનો હોય, લૂલો, લંગડો, બેહેરો, બોબડો, અવિવેકી ગમે તેવો હોય તથાપિ તેને ઇશ્વરરૂપજ સમજી તેનાથી વિરૂદ્ધ કયારે પણ વર્તવું નહિ. પ્રાણાંતે પણ પતિ આગળ જુઠું બોલવું નહિ; પતિ ગુસ્સે થયેલો હોય છતાં સ્ત્રીઓએ તો હસ્તે મુખે, મધુર વાણીથી, સરળતા અને શાંતિથી, તેઓ પ્રસન્ન થાય એવી પ્રિય વાણીનો ઉચ્ચાર પતિ પાસે કરવો. સ્વામીના જમ્યા પછી જમવું ને સ્વામીના સુતા પછી સૂવું; પણ તેમના પહેલાં ઉઠવું. પોતાના સ્વામીના આયુષ્યની વૃધ્ધિ માટે સુજ્ઞ સ્ત્રીએ કપાળમાં કંકુનો ચાંલ્લો કરવો, આંખમાં કાજળ આંજવું, ચોળી વા કાપડું પહેરવું. કોટે મંગળ સૂત્ર પહેરવું, નિત્ય માથામાં ધુપેલ નાંખી વાળ ઓળી ગુંથી અંબોડો વાળવો. હાથે પતિની સંપતિ પ્રમાણે કંકણ

કડાં કે ચુડીઓ પહેરી રાખવાં. કાચની બંગડી સુજ્ઞ સ્ત્રીએ નહિ પહેરવી એજ ઉત્તમ છે. કાનમાં સુવર્ણમય કાપ વિગેરે પહેરવું. આ નિત્ય અલંકારો કદિપણુ દૂર કરવા નહિ; એ સૌભાગ્ય ચિહ્ન છે. બ્રાહ્મણો જેમ ઉપવીત કાઢતા નથી તેમ સૌભાગ્યવતીએ ઉપરના સૌભાગ્ય અલંકારો દૂર કરવા નહિ. પોતાના સ્વામીની વૃદ્ધિ માટે તેમના નામનો ઉચ્ચાર કરવો નહિ. એટલાજ માટે પ્રાચીન આર્ય સ્ત્રીઓએ કોઇ અગત્યના સ્થળે પતિના નામનો ઉચ્ચાર ન કરતાં પ્રેમાવેશમાં, દુઃખમાં, ભયમાં તથા ધીરજ ન રહેવાના સમયમાં પણ પ્રિય પ્રિયતમ, વહાલા, નાથ, પ્રાણુનાથ, શિરોમણી, જીવન હૃદય મણિ, નયન મણિ, કહેવું અને અધિક વયના અન્ય પુરૂષને પિતા સમાન, સમાન વયનાને ભાઇ સમાન. પોતાથી નાની વયના પુરૂષને પુત્ર સમાન જાણવા. કયારે પણ નિર્લજ્જના જેવું આચરણ કરવું નહિ. એકલા બહાર કે પરગામ જવું નહિ, પતિના વિયોગ સમયે બ્રહ્મચર્ય પાળવું. સ્વામીની આજ્ઞા લઇ તીર્થ, વૃત, ઉપવાસ દેવમંદિર, ગુરૂપૂજન, કરવાં, પતિની આજ્ઞા વિરૂધ કોઈપણ કાર્ય કરવું નહિ. તેમજ પતિએ પત્નીના હિત અર્થે શુભ કાર્યમાં વિના કારણે અવરોધ કરવો નહિ; કારણુ પત્નિથી પતિ અને પતિથી પત્નિ એમ ઉભય એક રૂપથી જે કાર્ય કરાય છે તે કાર્યથી દેવ. ગુરૂ વિગેરે પ્રસન્ન થઈ શુભ આશિર્વાદો આપે છે. પતિ વિના પત્નિને કે પત્નિ વિના પતિને યજ્ઞાદિક કાર્યના ફળની સફળતા મળતી નથી. બંને પાંખનું પ્રાણી સત્વર ગગનમંડળમાં ઉડી શકે છે. તેમ ગૃહસ્થાશ્રમ ધર્મ બે પાંખ વિના યથાર્થ ઉડી કે શોભી શકતો નથી. એકલો સ્ત્રી વિનાનો ગૃહસ્થાશ્રમી, યોગી કે ત્યાગી, વાનપ્રસ્ત કે સન્યાસ્થા-

શ્રમમાં શોભે તેવો ગૃહસ્થાશ્રમમાં શોભવો કઠીન છે. અથવા પુત્ર પુત્રાદિ વિગેરે હોય છતાં પોતાના જીવનને માટે બધું નકામું છે. ઘણા રાજાઓએ પણ રાજ્ય, પુત્ર, ધનાદિક છોડી મોક્ષ માટે ઉત્તર અવસ્થામાં એકલા અગર સ્ત્રી સાથે પવિત્ર વનક્ષેત્રોમાં જઇ આત્મ-પ્રાપ્તિ સિદ્ધ કરી છે. માટે ગૃહસ્થાશ્રમી સ્ત્રી પુરૂષે હળીમળી પરસ્પર એકાત્મપણે શુભાચરણ કરવાં એ અત્યુત્તમ છે. માટે પતિએ અને પતિના કુટુંબ વર્ગે સ્ત્રીઓને સન્માન. સત્કાર અને માન્ય દૃષ્ટિથી પ્રસન્ન રાખવી, તેમજ સ્ત્રીઓએ પતિ અને પતિના કુટુંબ પ્રત્યે નિરંતર સ્નેહથી વર્તવું, અને તેમની આજ્ઞાનું પાલન કરવું. તેથી જ પોતાનું હિત. પોતાનું સુખ:અને પોતાનું સર્વ કલ્યાણ છે. પતિપરાયણ પતિવ્રતા સ્ત્રીઓએ નિત્ય પતિસેવા કરી પ્રિતિપૂર્વક આ નીચેનું પતિસ્તોત્ર શ્રદ્ધાભક્તિથી બોલવું.

## પતિસ્તોત્ર

**નમઃ કાન્તાય ભર્ત્રે ચ શિવચન્દ્રસ્વરૂપિણે ।**
**નમઃ શાન્તાય દાન્તાય સર્વદેવાશ્રયાય ચ ॥ ૧ ॥**

શિવ અને ચંદ્રસ્વરૂપ કાન્ત-ભર્તાને નમસ્કાર હો. શાંત, દાંત અને સર્વ દેવના આશ્રયરૂપ પતિને નમસ્કાર હો. (૧)

**નમો બ્રહ્મસ્વરૂપાય સતીપ્રાણપરાય ચ ।**
**નમસ્યાય ચ પૂજ્યાય હૃદાધારાય તે નમઃ ॥ ૨ ॥**

બ્રહ્મરૂપ, સતીના પરમ પ્રાણરૂપ, નમસ્કાર કરવા યોગ્ય, પૂજ્ય અને હૃદયના આધાર એવા તમને નમસ્કાર હો. (૨)

પંચપ્રાણાધિદેવાય ચક્ષુષસ્તારકાય ચ ।
જ્ઞાનાધારાય પત્નીનાં પરમાનંદદાયિને ॥ ૩ ॥

પાંચ પ્રાણના અધિદેવ, આંખની કીકીરૂપ, જ્ઞાનના આધારરૂપ અને પત્નિને પરમ આનંદ આપનાર તમને-પતિને નમસ્કાર હો. (૩)

પતિર્બ્રહ્મા પતિર્વિષ્ણુઃ પતિરેવ મહેશ્વર ।
પતિશ્ચ નિર્ગુણાધારબ્રહ્મરૂપો નમોઽસ્તુતે ॥ ૪ ॥

પતિજ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર છે. એજ નિર્ગુણ અને સર્વાધાર બ્રહ્મરૂપ છે, તેને નમસ્કાર હો. (૪)

ક્ષમસ્વ ભગવન્ દોષં જ્ઞાનાજ્ઞાનકૃતશ્ચ યત્ ।
પત્નીબન્ધો દયાસિન્ધો દાસીદોષં ક્ષમસ્વ ચ ॥ ૫ ॥

હે ભગવન્! જાણે અજાણે કરેલા (મારા) અપરાધને ક્ષમા કરો. હે પતિના મિત્ર! હે દયાસાગર! દાસીના દોષને ક્ષમા કરો. (૫)

ઇદં સ્તોત્રં મહાપુણ્યં સૃષ્ટયાદૌ પદ્મયા કૃતમ્ ।
સરસ્વત્યા ચ ધરયા ગંગયા ચ પુરાતનમ્ ॥ ૬ ॥

આ સ્તોત્ર સૃષ્ટિના આરંભમાં બ્રહ્માએ કહેલું. આ પુરાતન સ્તોત્ર સરસ્વતી, ધરા અને ગંગા તેમજ સાવિત્રી પણ બ્રહ્માને ખુશી કરવા હંમેશાં પઠન કરતાં હતાં. (૬)

સાવિત્ર્યા ચ કૃતં પૂર્વં બ્રહ્મણે ચાપિ નિત્યશઃ ।
પાર્વત્યા ચ કૃતં ભકત્યા કૈલાસે શંકરાય ચ ॥ ૭ ॥

શંકરને ખુશી કરવા પાર્વતી પણ કૈલાસમાં આ સ્તોત્રનો પાઠ કરતાં હતાં. (૭)

**મુનીનાશ્ચ સુરાણાંચ પત્નીભિશ્ચ કૃતં પુરા ।**
**પતિવ્રતાનાં સર્વાસાં સ્તોત્રમેતચ્છુભાવહમ્ ॥ ૮ ॥**

તેમજ દેવતાઓ અને મુનિઓની સ્ત્રીઓ પણ પહેલાં આ સ્તોત્રનો પાઠ કરતી હતી. (૮)

**ઇદં સ્તોત્રં મહાપુણ્યં યા શૃણોતિ પતિવ્રતા ।**
**નરો વાપિ ચ નારી વા લભતે સર્વવાંચ્છિતમ્ ॥ ૯ ॥**

આ સ્તોત્ર સર્વપતિવ્રતાઓનું શુભ કરનાર છે. જે પતિવ્રતા આ સ્તોત્રનું શ્રવણ કરે અથવા જે નરનારી આનો પાઠ કરે, તે સર્વ વાંચ્છિત ફળને પામે છે. (૯)

**અપુત્રો લભતે પુત્રં નિર્ધનો લભતે ધનમ્ ।**
**રોગી ચ મુચ્યેત રોગાદ્બદ્ધો મુચ્યેત બન્ધનાત્ ॥ ૧૦ ॥**

આ સ્તોત્રના પાઠથી અપુત્રને પુત્ર અને નિર્ધનને ધન મળે છે. રોગી રોગથી અને બંધિવાન બંધનથી મુક્ત થાય છે. (૧૦)

**પતિવ્રતા ચ સ્તુત્વા ચ તીર્થસ્નાનફલં લભેત્ ।**
**ઇદં જપ્ત્વા સતી ભક્ત્યા ભુઙ્કતે સા તદનુજ્ઞયા ॥ ૧૧ ॥**

પતિવ્રતા આનો પાઠ કરવાથી તીર્થસ્થાનના ફળને પામે છે. આ સ્તોત્રનો જપ કર્યા પછી ભક્તિથી પતિની આજ્ઞા લઇને પછી જમવું. (૧૧)



## રજસ્વલા સ્ત્રીઓને પાળવાનો નિયમ.

બહુધા સ્ત્રીઓને બારમા વર્ષથી પચાસ વર્ષ સુધી પ્રત્યેક માસે ઋતુ—રજસ્વલા પ્રાપ્ત થાય છે. સ્ત્રી રજોદર્શનના ત્રણ દિવસમાં અપવિત્ર ગણાય છે. ચોથે દિવસે ન્હાયા પછી ઘરમાં સ્પર્શ કરવા યોગ્ય શુદ્ધ થાય છે તથા પાંચમે દિવસે સ્નાન કર્યા પછી દેવ પૂજનાદિ

પુણ્ય કર્મ કરવાને યોગ્ય થાય છે. રજસ્વલા સ્ત્રીએ બની શકે તો પહેલા ત્રણ દિવસ સુધી કોઇને પોતાનું મુખ બતાવવું નહિ કે વચન પણ સંભળાવવું નહિ. શરીરે તેલ ચોળવું નહિ, ફુલ કે અલંકારો ધારણ કરવા નહિ, આંખ આંજવી નહિ, શરીરે ચંદન લેપન કરવું નહિ, વાળ ઓળવા નહિ, દાતણ કરવું નહિ, પણ કોગળા કરી મુખ સ્વચ્છ કરવું, સ્નાન પણ કરવું નહિ, રોવું કે આંસું પાડવાં નહિ, થાક લાગે એવું કામ કરવું નહિ, જમીન ખોદવી નહિ, નખ કાપવા નહિ, દોડવું કે હસવું પણ નહિ, દૂધ, ખાટા પદાર્થો-કે વાયુ વધારનારા પદાર્થો ખાવા નહિ. ચોથે દિવસે સ્નાન કરી પોતાના દેહની શુધ્ધિને માટે પંચગવ્ય (ગાયનું છાણ, મૂત્ર, દૂધ. દહીં અને ઘી) એકઠું કરીને પ્રાસન કરવું ન્હાયા પછી પોતાના સ્વામી કે સૂર્યનારાયણ અગર ભગવાનની છબી કે સદ્ગુરૂની છબીનું દર્શન કરવું, પણ બીજા કોઇનું મુખ જોવું નહિ, પ્રજોત્પતિ માટે સ્ત્રીઓને ચોથી, છઠ્ઠી, આઠમી. દસમી, બારમી, ચૌદમી અને સોળમી, રાત્રિ શ્રેષ્ઠ ગણાય છે. તેમાં વૈધૃત, વ્યતિપાત કે કુયોગ ન હોવો જોઇએ. અમાસ. એકાદશી, બારસ, પુનમ પણ ત્યાગ કરવા યોગ્ય તિથિઓ છે. તે ત્યાગ કરી ચોખ્ખા દિવસમાં પ્રજોત્પતિ માટે પતિ સાથે રાત્રે સહગામી થવું. બાકીના દિવસો બ્રહ્મચર્યવ્રત પાળવું.



## ગર્ભિણી સ્ત્રીના નિયમો

ગર્ભિણી (ગર્ભવતી) સ્ત્રીએ સદા આનંદમાં રહેવું, બની શકે તો નિત્ય નવનવાં વસ્ત્રો તથા અલંકાર ધારણ કરવાં; પવિત્ર રહેવું-હલકા, નરમ, ઘીવાળા ને જઠરાગ્નિને પ્રદિપ્ત કરે તથા વહેલા પાચન

થાય એવા પદાર્થોનો આહાર કરવો. અતિશય ખાટા, તીખા, ખારા, ઊન્હા, વાસી, સુકા, લૂખા, કઠોર, ઝાઝા તેલવાળા, કાચા એવા તથા પાચન થતાં પીડા કરે એવા પદાર્થો ખાવા નહિ. બહુ જમવું નહિ તેમ ભૂખ્યા પણ રહેવું નહિ. ઘણો શ્રમ થાય એવાં કામ કરવાં નહિ, વાહન ઉપર બેસવું નહિ, ભયંકર સ્થાને જવું નહિ, ને તેવા પદાર્થો જોવા પણ નહિ. પોતાના ગર્ભનું સંરક્ષણ થવા સારૂ નિત્ય પ્રાતઃકાળે અને સાયંકાળે શ્રી સદાશિવ, શ્રી વિષ્ણુ ભગવાન, શ્રી સદ્‌ગુરૂ દેવનું શુદ્ધ ભાવનાથી સ્તવન કરવું. પવિત્ર અધ્યાત્મજ્ઞાનનાં, પવિત્ર ધર્મનાં, પવિત્ર વિરત્વનાં એટલે, મહાભારત રામાયણાદિક પુસ્તકને વાંચવાં, જેથી ઉત્તમ પ્રજાની પ્રાપ્તિ થાય. ગર્ભવતી જેવી જેવી ભાવના કરે છે, તેવી તેવી પ્રજા ઉત્પન્ન થાય છે; માટે ગર્ભવતી સ્ત્રીઓએ નિરંતર ઉચ્ચ ધર્મયુક્ત સદ્‌ભાવના કરવી.



## વિધવા સ્ત્રીઓને પાળવાના નિયમો

વિધવાસ્ત્રીએ સાધુવૃત્તિથી રહેતાં શિખવું. માથા ઉપર વાળ રાખવા નહિ. તાંબુલ (પાન) ખાવું નહિ, કંકુ પુષ્પમાળા ધારણ કરવાં નહિ, સોના રૂપાનાં ઘરેણાં પહેરવાં નહિ, રંગિત વસ્ત્ર પહેરવાં નહિ. કાંસાના વાસણમાં જમવું નહિ, બે વખત ભોજન કરવું નહિં. આંખો આંજવી નહિ, પલંગ પર સૂવું નહિ, ભૂમિ પર ગાદલું કે ચટાઇ પાથરી તે ઉપર સૂઇ રહેવું. શરીરે તેલ ચોળવું નહિ, નિત્ય ન્હાઇને ધોળાં વસ્ત્ર પહેરવાં, હાથે બંગડી આદી પહેરવી નહિ, ક્રોધને જીતવો. ઇંદ્રિયોને વશ રાખવી, ચાંદ્રાયણ આદિ વ્રતો કરવાં વૃધ્ધ સ્ત્રીઓના સહવાસમાં રહેવું, શૃંગારરસનાં પુસ્તકો વાંચવા નહિ, પણ

જેનાથી પોતાને સંસાર પર અરૂચિ થાય, ઉદાસીનતા ઉપજે, તથા વૈરાગ્ય પ્રાપ્ત થાય એવા બોધક ગ્રંથો વાંચવા અને સાંભળવા. અખંડ બ્રહ્મચર્ય પાળવું, વૃદ્ધ વડીલોના કહ્યામાં રહેવું. લગ્નપ્રસંગમાં તથા રડવા કુટવાના પ્રસંગમાં કે સગા સંબંધીઓની વ્યવહારીક ખટપટમાં બહુ ભાગ લેવો નહિ. જેમ બને તેમ એકાન્ત અને સત્શાસ્ત્રનું અવલોકન કરવું. સાધુ સંતનો સમાગમ કરવો. શ્રી સદ્‌ગુરૂ પરમાત્મામાં પરમ શ્રદ્ધા રાખી તેમની પાસેથી પરમ બોધ પ્રાપ્ત કરવો, અને દેહાધ્યાસનો ત્યાગ કરી પરમ કલ્યાણદાતા શ્રી સદ્‌ગુરૂની તન, મન, ધન વડે સેવા કરી કૃતકૃત્ય થવું. મરણ પર્યંત સુધી ઇશ્વભજનમાંજ દિવસો નિર્ગમન કરવા-પણ કયારે પણ વ્યવહારમાં પડી તલ્લિન થવું નહિ-તીર્થયાત્રાઓ કરવી. સ્વાદવાળા પદાર્થના ભોજનનો ત્યાગ કરવો. સાત્વિક આહારનું સેવન કરવું, પરપુરૂષોની સાથે ક્યારેય પણ પરિચય પાડવો નહિ. અહંમમત્વાદિનો ત્યાગ કરી નિરંતર આત્મચિંતન કર્યા કરવું. એ વિધવા સ્ત્રીનો ધર્મ છે. (વિધવા સ્ત્રીઓના સંબંધીએ વિધવાઓને વ્યવહારીક કાર્યથી મુક્ત કરવી, ને પરમાર્થમાં જોડવી એ યોગ્ય છે.)



## —સાસુઓ અને સગા સંબંધીઓના ધર્મ—

દીકરાની વહુ ઘેર આવ્યા પછી સાસુ-સસરાએ એવી સાવચેતીથી વર્તવું, કે તે વહુ પોતાના વર્તનમાં કોઈ જાતના દોષો જોઇ શકે નહિ. બાળકોને બતાવેલા ધર્મ પ્રમાણે-માતપિતા પોતાની દીકરીને શિક્ષણ આપે, તેમ સાસુ-સસરાએ નિર્દોષપણે વહુને દીકરી તુલ્ય ગણી ધર્મ,

નીતિ, સદાચાર, વિવેક, વિનય, સત્ય, ઉદાર મ. શાંતિ, ધીરજ,
સહનશીલતા, ગુણ, ચાતુર્ય, વ્યવહારકૌશલ્ય વળી ગૃહવ્યવસ્થા
આદી ગુણોનું પાલન કરી, વહુને પણ એવ શિક્ષણ આપવું.
રજોદર્શન થયા વિના તેને સંસારવ્યવહારમાં જે લિ. જેણે પરઘર
ક્યારે પણ જોયું નથી, પરાયા મનુષ્યોમાં વસ ીનતાના દુઃખનો
એક દિવસ પણ અનુભવ કર્યો નથી, કેવળ મા પિતાના અનવધિ
મ–વાત્સલ્ય પૂર્વક બાલ્યાવસ્થાનું સુખ ભોગ જેણે પિતૃવર્ગના
મનુષ્યોનોજ વિશેષ પરિચય છે, એવી બાળિ ોતાના મનુષ્યોનો
વિયોગ થવાથી અજાણ્યા સ્થળમાં સાસરે અણગ ય. એ સ્વાભાવિક
છે. માટે તેને પોતાના ઘરની માયા થાય, પે નુષ્યોનો સ્નેહ
બંધાય, ને તે આજ મારૂં નિત્ય રહેવાનું ઘ એમ સારી રીતે
સમજે, ત્યાં સુધી સુજ્ઞ સાસુસસરાએ ઘટતી યે કરવી જોઇએ.

કેટલીક સાસુઓ વહુ ઉપર પ્રથમીજ ારવા ને વશમાં
રાખવા તેને શરૂઆતથીજ હુંકારેથી કિંવા તે બ્દોમાં બોલાવી
અયોગ્ય ધમકી આપી, તેને દરેક કામમાં , વારે ઘડીએ
લઢયા કરે છે. અને અંતે તેનું પરિણામ સ રવાથી વિરૂદ્ધ
આવે છે. પોને પોતાનો ભારબોજ ખોઇ પડે છે. માટે
વહુને દુઃખ લાગે એવા શબ્દોમાં બોલાવવા ટેવ ન રાખતાં
સન્માનપૂર્વક બોલાવવી, અને ઘરનાં નાનાં પણ વિવેક–
પૂર્વક યોગ્ય રીતે જ તેને બોલાવે એવી સાસુએ કરવી
જોઇએ. વહુના ઉપર નિરર્થક રોષ ન રાખતાં તેનાથી કાંઇ
વિરૂદ્ધ વર્તન થતું જોવામાં આવે ત્યારે જ, આવેશમાં
નહિ પણ શાંતિથી, યુક્તિપૂર્વક બોધ રૂપે શબ્દો કહેવા

જોઇએ. પણ જેનાથી કાંઇ વિરૂધ્ધ આચરણ થતું નથી, સંસારની રીતભાત અને ધર્મ—નીતિમાં કુશલ છે. ઘરનું કામકાજ જે શક્તિ અનુસાર કરે છે, એવી શાણી વહુ ઉપર અયોગ્ય અમલ કરવો નહિ, વહુ બાળક હોય. અગર અજાણી હોય કે અણુશિખાઉ હોય તો તેના ઉપર વારંવાર ગુસ્સે થઇ ચીડવવી નહિ, પણ પાસે રહી ધીરેથી શિખવાડવું જોઇએ. તેની અવસ્થા કે શરીર શક્તિના પ્રમાણથી અધિક કામ તેને બતાવવું નહિ: કારણ કે તે લઢવાના ભયથી કાં તો જાતે દુ:ખી થાય કાં તો તે કામ બગડે, કે કોઇ વસ્તુની હાની થાય. વારંવાર શાંતિથી બોધ રૂપે સમજ આપવી પણ લઢવાના રૂપમાં કાંઇ કહેવું નહિ. કોઈ વસ્તુ તે છતાં બગડે તો પરિતાપ કરવો નહિ અને વહુને કરાવવો પણ નહિ. નિર્દય થઇ સાસુપણાનું અભિમાન રાખી વહુના અવગુણો શોધી નિરંતર તેને દુ:ખ દેવા પૂઠે પડવું નહિ. પણ વિવેક અને ક્ષમા દ્રષ્ટિથી તેના ઉપર પ્રીતિ રાખી સંભાળ લેવી. પોતાના ઘરમાં બીજા પુત્રની વહુઓ કે પુત્રીઓ હોય તો સાસુએ ઘર કામની વ્યવસ્થા કરી સૌની શક્તિ વિચારી દરેક ઘરનું કામ વેહેંચી આપવું. પણ તેમાં ભિન્ન ભાવ રાખી કોઇને અધિક ન્યુન ગણી કોઈ એકલુંજ દુ:ખી થાય તેમ કરવું નહિ. તેમજ તે વ્યવસ્થામાં યોગ્યતા પ્રમાણે પોતે પણ ભાગ લેવો. સાસુએ વહુને કામકાજ બતાવતાં પોતાની પૂર્વાવસ્થા સંભારવી જોઇએ. તેણે વિચારવું જોઇએ કે તે પણ એક વખત નાહાન વહુ હતી અને હવે તે મહાવરાથી સર્વ કામમાં પ્રવીણ થઈ છે, તેથી તેની મળી આવેલી વહુદીકરી માહાવરાથી સર્વ કામમાં પ્રવિણ થશે. વહુ રસોઈ આદિ કામ કરતી હોય તે વખતે તેના આગળ બેસી ચાકણો સ્વભાવ રાખી તેની ભૂલ કાઢી

વારંવાર ટકટક કર્યા કરવું નહિ. પણ પ્રીતિથી બતાવવું, કોઇ વહેલું મોડું શીખે છે. દીકરીની પેઠે વહુના શરીરનું આરોગ્ય નિત્ય સાસુએ જાળવવું, ને તેને તાવ ઉધરસ આદિ થઈ આવે તો તુરત ઔષધ વિગેરે કરવાં. પૂરતી સંભાળ રાખવી, દીકરાની વહુ વયે નાની હોય અભણ હોય, વિદ્યાકળા ગુણ ચતુરાઇ તથા બોલવા ચાલવાના વિવેક વિનયથી અજ્ઞાન હોય અને કામોમાં અણુશિખાઉ હોય તથા કદરૂપી, રોગી, આળસુ, કે જડ હોય; નિર્ધનની દીકરી હોય, કે નીચા કુળમાંથી આવેલી હોય તો તેના દોષો તેને વારંવાર સંભળાવી તેનું મન દુઃખાય તેમ મહેણાં દઈ વઢવું નહિ. પણ તેનામાં જે સુધરી શકે તેવા દોષો હોય તો તેને સમજાવી ઉત્તમ પ્રકારનું શિક્ષણ આપી સુધારવા. સાસુનું શાણપણુ, પ્રૌઢ બુદ્ધિ, વ્યવહારકુશળતા તથા વિદ્યા કળાના જ્ઞાનની ખરી પરીક્ષા ને ખરી કસોટી ત્યારે જ થાય છે કે જ્યારે પોતને ઘેર આવેલી, અજ્ઞાન જડ જેવી વહુઓ પણ સારાં આચરણોવાળી સર્વ વ્યવહારમાં ચતુર નીવડે. જેવો હર્ષ દીકરાને પરણાવી વહુને ઘેર લાવવા માટે પ્રથમ હોય છે તેવો હર્ષ વહુના આવ્યા પછી નિરંતર એક સરખોજ પ્રેમ રાખવો પોતાની જ્ઞાતિમાં પોતાને કુલીનતા પ્રાપ્ત હોય, પુષ્કળ ધન હોય કન્યાઓની બહુ છત હોય, પોતાના દીકરાને બીજીવાર વહુ સહજ મળે તેમ હોય, તો પણ પરણીને આવેલી વહુને સોંઘી (લુંડી, ગુલામડી, ઉંદરડી કે ઢેખાળા સમાન) ગણી તેને દુઃખ દેવું નહિ. પણ તેને પોતાનાં પુત્ર પુત્રી સમાનજ ગણી, વગર રોષે શાંતિથી પોતે તથા પોતાના બીજા દીકરાની વહુઓ હોય તથા દીકરીઓ હોય તે સર્વે જણે પોતાની વહુ ઉપર પ્રેમભાવથી વર્તવું. દેરાણીપણું, જેઠાણીપણું

નણંદપણું નહિ રાખતાં, સમાન આત્મભાવ રાખી દરેકને સુખ થાય તેવું આચરણ રાખવું. ધર્મશાસ્ત્રમાં કહ્યું છે; કે જેના ઘરમાં ખાવા-પીવાના તથા પહેરવા ઓઢવાના પદાર્થોથી વહુને સારો સત્કાર થાય છે તેના ઉપર બ્રહ્માદિ દેવો, અર્યમાદિ પિતૃઓ અને રૂષિમુનિઓ પ્રસન્ન થાય છે. સ્ત્રીઓ ભરણપોષણથી સંતુષ્ઠ થયેલી હોય તો તે સર્વ સુખના ભંડાર રૂપ સ્ત્રીઓ છે. ને જો કોપ પામેલી હોય તો તે ક્રુદ્ધ થયેલી ભયંકર દેવિ છે. સન્માન થયેલી સ્ત્રીઓ કૂળની વૃધ્ધિ કરે છે; ને અપમાન પામેલી સ્ત્રીઓ કૂળનો નાશ કરે છે. માટે ક્ષણે ક્ષણે વહુઓને કદાપિ પીયેરથી નહિ પ્રાપ્ત થયલી વસ્તુ માટે કનડવી નહિ, પણ પોતાની સંપત્તિ પ્રમાણે (જેમ પોતાની દીકરીઓને રાજી રાખવાને વસ્ત્ર, ઘરેણાં અન્ન વિગેરે આપીએ છીએ.) તેને સંતુષ્ટ કરવી. વહુ કે દીકરી એ તિરસ્કાર પાત્ર કે નાંખી દેવાની વસ્તુ નથી, પરંતુ દીકરા જેટલીજ, અરે તેથી પણ વધારે કિંમતી વસ્તુ છે. પીયેર અને સાસરૂં (ઉભય) શોભાવા તેમને ઉચ્ચ જ્ઞાન આપવાની અને રક્ષણ કરવાની જરૂર છે. કારણ કે દોહિતા કહેવાય છે. એટલે બન્ને પક્ષ પિયેર તથા સાસરીયાંને દીપાવનારી-તારનારી ગણાય છે.

પુત્રને તો પોતાના બાપના ટેકનેજ સંભાળવાનો છે. ત્યારે દીકરીને તો બાપના અને સસરાના એમ બન્ને કુળને સંભાળવાનો ટેક શીખવાડવાનો છે. માબાપને ત્યાં દીકરી હોય ત્યારે માબાપે અને સાસરે વહુ થઇ જાય, ત્યારે સાસુ સસરાએ તેના ઉપર પ્રેમ રાખી ગૃહસ્થાશ્રમ ધર્મ અને પોતાનું કર્તવ્ય શિખવાડવું જોઇએ. સસરાએ પણ પુત્ર વધુના સન્માન માટે પોતાની દીકરી, બેનો તથા પોતાની

સ્ત્રીને ઘટતું કહેવું જોઇએ. ઘરમાં સર્વે સંપસંપી ચાલે છે કે કેમ તેની તપાસ રાખવી, તથા પોતાનો પુત્ર; બેન કે બીજા કોઇની શીખવણીથી પોતાની સ્ત્રીને દુઃખ તો નથી દેતો, મારામારી કે હાડછેડ તો નથી કરતો—જો તેમ કરતો હોય તો પુત્રને યોગ્ય શીખામણ આપવી. અને વચ્ચે વિઘ્ન સંતોષનું કામ કરનાર કોણ છે તે તપાસી તેઓને ઘટતી શીખામણ આપવી, અને ઘરના કંકાસને દૂર કરવો, એ સસરા તથા વૃદ્ધ વડીલોનું કર્તવ્ય છે. વહુ અને દીકરો એકાન્તમાં વાર્તાવિનોદ કરતાં હોય કે હસતાં બોલતાં હોય તો તેમની છાની ચેષ્ટા જોવાની ઇચ્છા સાસુએ કે નણંદે રાખવી નહિ. વહુ દીકરા વચ્ચે અણબનાવ થાય તેવો ઉપાય કદિયે સાસુએ કરવો નહિં; ને વહુનો વાંક કાઢી પોતાના દીકરાને માટે ઢબ્બો–બાયલો એવા શબ્દ ઉચ્ચારવા નહિ. મનુષ્યમાત્ર પ્રારબ્ધાધિન છે, સુખ દુઃખ સમયે આવે છે ને જાય છે. સદાકાળ એક સરખું હોતું નથી માટે ધૈર્યતા રાખી પોતાનાજ શુભાશુભ કર્મોનો વિચાર કરી સર્વનું શુભ ઇચ્છવું એજ વૃદ્ધ વડીલો, અને સગા સંબંધીઓનું શ્રેષ્ઠ કર્તવ્ય છે કોઇપણ વખત ક્રોધના પ્રસંગે ખામોશી ખાવી અને સદા આનંદમાં રહેવું એ સૌથી શ્રેષ્ઠ છે.



## સ્ત્રીઓનું નિત્ય કર્તવ્ય.

તમામ આર્ય સ્ત્રીઓએ આલસ્ય-અનાસ્થાનો ત્યાગ કરી શ્રદ્ધાપૂર્વક નિત્ય પ્રાતઃકાળમાં છ ઘડી રાત્રી હોય ત્યારે ઉઠી, (પોતાના સ્વામીના ઉઠયા પહેલાં, અને વિધવા હોય, તો પોતાના માત–પિતા–વૃદ્ધ વડીલો પહેલાં) મંગળ વાણીનો ઉચ્ચાર કરી પ્રાતઃસ્મરણ કરવું. પછી

સૌભાગ્યવતીએ પ[ ] દર્શન કરવું, અને વિધવા સ્ત્રીએ ભગવાન, કે સદ્‌ગુરૂમહારાજની [ ] નાં દર્શન કરવાં. પછી પથારી ઉપાડી ઘરમાંથી કચરો વગેરે કાઢી [ ] કે જંગલ જવું, પછી શુધ્ધ મૃતિકા લઇ પાંચ સાત વખત હાથ- [ ] ધોવા, બાર કોગળા કરવા, પછી દાતણ કરવું. સૌભાગ્યવતીએ દ[ ] કર્યા પછી માથાના વાળમાં તેલ નાંખી અંબોડો વાળવો, પણ મ[ ] [ ]વું, કે વાંકો સેંથો પાડવો નહિ. તે પછી વસ્ત્ર સાથે સ્નાન [ ]. નગ્ન નહાવું નહિ. પુર્વ દિશા તરફ મુખ રાખી ભગવદ્ સ્મર[ ] કરતાં કરતાં સ્નાન કરવું. તે પછી પવિત્ર ધોએલાં વસ્ત્ર પહે[ ] અને સેવાનું સ્થાન હોય, ત્યાં જઇ સેવાનું સઘળું સાહિત્ય [ ] કર્મ, સંધ્યા વિગેરેમાં છે, તે પ્રમાણે] તૈયાર કરવું. ને સૌભાગ્ય[ ] [ ]એ કંકુનો ચાંલ્લો કરવો. વિધવા સ્ત્રીએ ભસ્મ કે ગોપીચંદન ડા[ ] [ ]થમાં લઇ જળ નાંખી જમણો હાથ ઉપર ઢાંકી, શ્રી કૃષ્ણાય [ ]: અગર શ્રી રામાય નમઃ અગર ગુરૂમંત્ર બોલી, બન્ને હાથ [ ]ગી, લલાટે, હાથે, હૃદયે લગાવવું. પછી હાથ ધોઈ નાંખી. તેજ [ ]થી ત્રણવાર આચમન કરવું. (હાથ ધોઇ નાંખવા.) પવિત્ર આ[ ] ઉપર બેઠેલા હોઇએ, ત્યાં સ્થિર બેસી પાંચ દશ મિનિટ પ્રભુનું [ ] ધ્યાન કરવું, અને હૃદયમાં પ્રાર્થના કરવી, કેઃ—હે સર્વેશ્વર! [ ]ર્વાન્તર્યામી! હે પ્રભો! હે હૃદય નિવાસી! મારા હૃદયમાં પ્રગ[ ] [ ]ઓ—પ્રગટ થાઓ—મને પાવન કરો—પાવન કરો, તમે હૃદયમાં વિરા[ ] [ ]ો, એમ શાસ્ત્ર-સદ્‌ગુરૂ દ્વારા મેં જાણ્યું છે. આપને જોવા મા[ ] [ ]તઃકરણ તલસે છે. એટલા માટે મને દિવ્યજ્ઞાન થાય, એવી કૃપા [ ] સ્વામી અથવા સદ્‌ગુરૂની નિષ્કામ ભક્તિ પ્રાપ્ત થાય એવી દ[ ] [ ], જેથી હું કૃતાર્થ થઈ આ દુસ્તર ભવસાગર તરી

જાઉં. અને મારા સ્વધર્મનું પાલન કરતાં જે જે વિઘ્નો આવે તે તે વિઘ્નો અને વિઘ્નકર્તાઓ મારી પવિત્ર દષ્ટિથી દૂર રહે ને સંસારયાત્રા પુરી કરી ત્વરિત આપના ધામમાં આવી પહોંચું. આ પ્રમાણે પવિત્ર મનથી પ્રાર્થના કર્યા પછી (નિત્યકર્મ પ્રમાણે સંધ્યા, પૂજા કરવી) ને પોતાના પતિ અથવા સદ્‌ગુરુદેવ કે બ્રાહ્મણ અને માત-પિતા કે સાસુસસરા ઘરમાં જે કોઇ પૂજ્ય વૃદ્ધ વડિલો હોય તેમને બન્ને હાથ ભૂમિ ઉપર રાખી તે ઉપર મસ્તક મુકી પગે લાગવું. ઘરમાં મોટી નણંદ, જેઠ, જેઠાણી હોય તેમને પણ નમન કરવું. એ પ્રમાણે નિત્ય અભિવંદન કરવાથી, આયુષ્ય, વિદ્યા, કીર્તિ અને બળની વૃદ્ધિ થાય છે. પછી પતિની અગર વૃધ્ધવડિલોની આજ્ઞા લઈ તુલસી, પીપળાનું પૂજન કરવું. શંકર, પાર્વતી તથા લક્ષ્મિ. વિષ્ણુભગવાન વગેરેનાં દર્શન કરવા જવું. રસ્તામાં કોઇને સ્પર્શ ન થાય તેમ નીચી દ્દષ્ટિથી પ્રભુ ધ્યાન કરતાં કરતાં મૌન વૃત્તિથી શ્રદ્ધાપૂર્વક જવું. દર્શન કરી સીધાં સીધાં ઘેર ચાલી આવવું.



## —સ્ત્રીઓને નિત્ય દાનની જરૂર છે.—

આ લોકમાં અને પરલોકમાં કરેલાં દાન-પુણ્યનું ફલજ સુખ રૂપે પ્રાપ્ત થાય છે, માટે ધર્મશીલ સ્ત્રીઓએ પ્રતિદિન પોતાના ઘરની સંપત્તિ પ્રમાણે નિત્ય, દ્રવ્ય, વસ્ત્ર, અન્ન, ફળ ને જળ આદિનું દાન કરવાનો નિત્ય નિયમ રાખવો. કારણ કે દાન ન કરવાથી દરિદ્રયાદિ દુઃખોને પ્રાપ્ત થઇ અસદ્‌ગતિ પામવી પડે છે. માટે પ્રત્યેક ગૃહસ્થ સ્ત્રીઓએ એકે દિવસ દાન આપ્યા વિના રહેવું નહિ. સ્ત્રી ગૃહિણી

કહેવાય છે; ગૃહમાં પાંચ સ્થાનમાં (ચુલો, સાવરણી, ઘંટી, ખાંડણીઓ, અને પાણીમાં) નિરંતર પાપ થયા વિના રહેતું નથી અને તે પાપ સ્ત્રીઓને ભોગવવું પડે છે. એટલા માટે નિત્ય પંચભાગ કાઢવો અને પંચયજ્ઞ પણ કરવા જોઇએ. પંચભાગ કોઇ બ્રાહ્મણ કે પોતાના ગોરને આપવો અને પુરૂષોએ પંચયજ્ઞ, વિધિપૂર્વક કરવા. પુરૂષ ઘેર ના હોય તો સ્ત્રીઓ પણ કરી શકે; પંચયજ્ઞ અને પંચયજ્ઞ વિધિ.



## —પંચયજ્ઞ વિધિ—

દેવયજ્ઞઃ--(૧) રૂષિયજ્ઞ (૨) પિતૃયજ્ઞ (૩) મનુષ્યયજ્ઞ (૪) ભૂત યજ્ઞ (૫) દેવયજ્ઞ—જળ, પૃથ્વી, તેજ, વાયુ અને આકાશથી શરીર ઉત્પન્ન થયું છે; માટે પંચભૂતના અધિષ્ઠાતા દેવો પંચાયતન, ગણપતી શક્તિ, સૂર્ય, વિષ્ણુ ને શિવ ને સંતુષ્ઠ કરવા—એટલે તેમની સેવા કરી તેમની મહાન આજ્ઞાઓનું પાલન કરવું તે.

રૂષિયજ્ઞ—સત્શાસ્ત્રોનું અધ્યયન કરતાં રૂષિમુનિઓની બુદ્ધિનું અનુકરણ કરવું તે.

પિતૃયજ્ઞઃ—જે પિતૃઓના વીર્યથી આ પિંડ પ્રાપ્ત થયો છે, તેમને તર્પણ શ્રાદ્ધ, સંવત્સરી વિગેરે પૂજન કરી સંતોષવા. અને સંતતિ પ્રાપ્ત કરી પોતે સંતોખાવું તે.

મનુષ્ય યજ્ઞઃ—જે મનુષ્ય વ્યક્તિમાં રહી મનુષ્ય જીવન વ્યતિત કરાય છે, તે મનુષ્ય વ્યક્તિને, માનસિક, કાયિક, ને વાચિક કોઈ પ્રકારથી સ્વચ્છંદાચરણે હાની ન થાય પણ સર્વ પ્રાણી માત્રનું પોતાના હાથે હિત થાય એવી પ્રવૃત્તિ કરવી તે.

ભૂતયજ્ઞઃ—પૃથ્વી ઉપરનાં સૂક્ષ્મ જંતુઓ તથા વૃક્ષો સર્વેનું રક્ષણ થાય પણ તેમની હિંસા ન કરાય તે (પાછળ વૈશ્વદેવ વિધિમાં જોઇ મંત્રથી અગ્નિ જમાડવો.)

તે પછી ભોજન વિધિ પ્રમાણે સર્વને જમાડી મુખવાસ આપી પોતે જમવા બેસવું, સ્થિરતાથી શાંતપણે જમવું. જમી રહ્યા પછી એઠાં અજીઠાં વાસણ વિગેરે માંજી ભોજન કરાયેલા સ્થાનને તથાં ચુલાને લીંપી શુદ્ધ કરી દિવસનાં જે જે અગત્યનાં કામો હોય તે ને સંભાળીને કરી લેવાં. પછી વખત હોય તો પ્રીતિપૂર્વક સદ્બોધ પ્રાપ્ત થાય એવાં પુસ્તકો, "સતી ચરિત્ર, ભગવદ્ગીતા, ભાગવત, રામાયણ," વાંચવાં પણ વિષય વૃદ્ધિ કરનારા શૃંગારી ગ્રંથો કદિ પણ વાંચવા નહિ. (સ્ત્રીના સ્વામીએ ધર્મમાં તત્પર રહી સ્ત્રીના કાર્યમાં સહાય આપવી.) જેમ બને તેમ સ્ત્રી પુરૂષો બંને જણે એકમેક ચિત્તવાળા થઈ નિરંતર કલાક બે કલાક જન્મ પર્યંત સુધી સત્શાસ્ત્ર શ્રવણ કરવા નિયમ રાખવો. સત્સંગ વગેરેમાં જઇ શુદ્ધ સ્થિર ચિત્તથી સમાગમ કરવો અને આ લોક પરલોક સંબંધીનું જ્ઞાન મેળવવું તથા શ્રી સદ્ગુરૂ ચરણ ઉપાસી, અનન્ય શ્રધ્ધા વડે દૈવિક સાધન સંપન્ન થઈ પરમ ઐશ્વર્ય પ્રાપ્ત કરવું. શ્રી સદ્ગુરૂ દેવમાં સાક્ષાત્ પરમાત્મા બુધિ ધારણ કરવી. મનુષ્ય બુધિથી કદાપિ અવલોકવું નહિ. વિવેક ને વિચાર વડે નિત્ય આગળ વધવું, વહેતા આયુષ્યના પ્રવાહમાં એક ક્ષણ પણ નિરર્થક જવા દેવી નહિ. જે જે શુભ કાર્ય કરવું તેમાં સંપૂર્ણ શ્રધ્ધા રાખવી.

"શ્રધ્ધા સકળ સુખ મૂળ છે," શ્રદ્ધાથીજ સર્વ લભ્ય થાય છે. માટે સદ્ગુરૂ કૃપા બળથી જ્ઞાન, વૈરાગ્ય ભકિતનું સેવન કરી

મોક્ષનું અવનતું અખંડિત સુખ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો. અને, મનુષ્ય દેહ ચિન્તામણિ તુલ્ય સમજી ધર્મ પરાયણ રહી ભગવદ્ સેવા ગુરૂ સેવા, સ્વદેશ સેવા અને પરમાર્થિક કાર્યમાં ઝંપલાવવું જોઇએ. એજ મનુષ્ય જન્મનું સાર્થકય છે. હવે સ્ત્રીઓએ ચોથા પહોરમાં રહેલાં વસ્ત્રો તથા વાસણની યોગ્ય વ્યવસ્થા કરી સાયંકાળ થતા સુધીમાં ઘર સાફસુફ કરી ઘીનો દીવો કરવો. તે પછી ઘરમાં જોઈતા પ્રકાશ માટે તેલ આદિના દીવા પ્રકટાવવા વખત હોય તો પવિત્ર સ્થળે બેસી એક બે માળાનો જાપ કરવો. રાત્રીએ પહેલા પહોરમાં ભોજન કરવું. બધાના જમ્યા પછી એઠાં વાસણ તુરતજ માંજી નાંખવાં પણ વાસી રહેવા દેવાં નહિ. સ્વચ્છ સ્થળે ઉત્તર દિશા વિના બીજી ગમે તે દિશા ભણીના ઓસીકાએ સૂઇ રહેવા માટે પલંગ કે પથારી તૈયાર કરવાં, ને તેની પાસે જળપાત્ર તથા પ્રાતઃકાળે ઉઠી તુરત દર્શન કરવા માટે પોતાના સ્વામીની ને સદ્ગુરૂ કે ઈશ્વરની છબી સામે રાખવી, અને અનુકુળતા હોય તો યોગ્ય સ્થળે બળતો દીવો રાખી રાત્રિના બીજા પહોરમાં રાગદ્વેષમાં ગુંથાયેલા પોતાના ચિત્તને પતિ સેવાથી શાંત કરી પવિત્ર મનથી શ્રી પરમાત્માનું ભજન કીર્તન, સ્મરણ, કરતાં કરતાં નિદ્રાવશ થવું વિધવા સ્ત્રી હોય તો રાત્રે સૂતી વખતે ચિત્તની એકાગ્રતા કરી સ્વપ્નવત્ સંસારને જાણી દેહાધ્યાસને દૂર કરી પરમાત્માનું ચિંતન કરવું. પ્રાતઃકાળે વહેલાં ઉઠી પવિત્ર થઇ સેવા, પૂજા વ્રત વિધિ કરવાં, મનને વશ રાખવું, વ્યવહારી કાર્યોમાં ઓછું જોડાતાં સત્સંગ કરવામાં વધુ વખત ગાળવો, અને પરમ જ્ઞાન મેળવવા સદ્ગુરૂ સ્વરુપ, સચ્ચિદાનંદ, શ્રી પરમાત્માના ચરણકમળમાં અહંમમત્વરૂપી અર્ધ્ય અર્પી આત્મસુખ સાધી લેવું.

વિધવા સ્ત્રીઓએ અસાર—સંસારમાં ચિત્ત નહિ રાખતાં જગત વ્યવહારથી વિરક્ત રહેવું. કારણ કે સૌભાગ્ય નષ્ટ થયા પછી સૌભાગ્ય ધારણ કરવું અને વ્યવહારમાં રચી પચી રહેવું એ પરમાત્માની આજ્ઞાનું ઉલંઘન ગણાય અને તેથી વિધવાના આ લોક પરલોક પણ બગડે છે. માટે વિધવાઓએ સાદાઈ અને સાધુતા રાખવી એજ ઉત્તમ છે.



# નિત્ય પાઠ પ્રયોગ.



## ॥ શ્રી મંગલમ્‌વચનમ્‌ ॥

"જપો જલ્પઃ શિલ્પં સકલમપિ મુદ્રા વિરચના ।
ગતિઃ પ્રાદક્ષિણ્ય ક્રમણ મદનાન્યાહુતિ વિધિ ॥
પ્રણામઃ સંવેશઃ સકલમિદમાત્માર્પણવિધૌ ।
સપર્યા પર્યાય સ્તવભવતુ યન્મે વિલસિતમ્‌ ॥"

"અર્થઃ—હું જે વાતચિત કરૂં છું તે આપના નામનો જપ થાઓ, હું જે સર્વ શિલ્પ રચના કરૂં છું તે આપની મુદ્રા થાઓ, હું જે ચાલુ છું તે આપની પ્રદક્ષિણા ગણાઓ, હું જે ભોજન કરૂં છું તે આપની આહુતિ થાઓ, હું જે બેસું છું તે આપને પ્રણામ રૂપ થાઓ, અને મારો જે કંઇ વિશ્વાસ હોય તે આપની પૂજા થાઓ. આમ આત્માર્પણમાં હું આ સર્વ અર્પણ કરી દેઉં છું."

(શ્લોક)

"મહાપાપાદિ પાપાનિ ગીતાધ્યાનં કરોતિ ચેત્।
કવચિત્સ્પર્શં ન કુર્વન્તિ નલિનીદલમમ્બુવત્ ॥"

"અર્થ—જે મનુષ્ય, શ્રીમદ્ ભગવત ગીતાનું ધ્યાન કરે છે તેને, કમળનું પત્ર જેમ પાણીનો સ્પર્શ કરતું નથી, તેમજ મહાપાપ આદિકપાતકો પણ કોઇ દિવસ સ્પૃર્શ કરી શકતાં નથી."



## મંત્ર, ન્યાસ, ધ્યાનનો વિધિ.

### મંત્રની સમજણ

કોઇ પણ દેવને આવાહન કરવા માટે ભણવામાં આવતું વેદનું સૂકત તે મંત્ર કહેવાય છે. તે મંત્રો ઋગ, યજુર્ અને સામ એવા ત્રણ વેદોમાં છે અને તે મંત્રોના સંગ્રહને મંત્રસંહિતા કહેવામાં આવે છે; મંત્રો બે પ્રકારના છે, વૈદિક અને તાંત્રિક. વૈદિક મંત્રો શ્રી પરમાત્માના મુખથી ઉત્પન્ન થયેલા છે, અને તાંત્રિક મંત્રો ઋષિબ્રાહ્મણ મુખથી ઉત્પન્ન થયેલા છે. વૈદિક એટલે વેદ મંત્રો સમજવા. વૈદકમંત્રોમાં દેવતાહ્વાનની ચૈતન્ય શકિત વ્યાપ્ત છે. માટે શ્રીમદ્ ભગવદ્ ગીતા સાક્ષાત્ પરમાત્મા શ્રી કૃષ્ણ ભગવાને પોતે શ્રીમુખે કહેલી છે, તેથી તેનામાં પણ મંત્રધર્મ સમાયેલો છે.

જ્યાં આગળ મંત્ર હોય છે, ત્યાં આગળ તેના ઋષિ; છંદ. દેવતા, બીજ અને કીલક આ છ તેની સાથે હોવાં જોઇએ જ. એટલા માટે મંત્ર, ન્યાસ, ધ્યાન અને એક પણ અધ્યાયનો નિત્ય દરેક મનુષ્યે ખાસ પાઠ કરવો જોઇએ, એમ સમજીઆ ધર્મમિમાંસામાં

પ્રથમ મંત્ર. ન્યાસ, ધ્યાન, પંદરમો પુરુષોત્તમયોગ નામનો અધ્યાય, સપ્ત શ્લોકીગીતા અને ચતુઃશ્લોકી ભાગવત અર્થ સાથે તેમજ પદ બંધ સાથે શ્રીસદ્‌ગુરૂ કૃપાથી મૂકવામાં આવ્યાં છે જેથી જરૂર જીજ્ઞાસુ સજ્જનો નિત્યપાઠ કરવામાં શ્રદ્ધાભક્તિ વધારશે એવી આશા છે.

## ( મંત્ર. )

**ૐ અસ્ય શ્રીમદ્ભગવદ્‌ગીતામાલામન્ત્રસ્ય ભગવાન્વેદવ્યાસ ઋષિ: ॥ અનુષ્ટુપ્ છંદ: ॥ શ્રીકૃષ્ણ: પરમાત્મા દેવતા ॥ અશોચ્યાનન્વશોચસ્ત્વં પ્રજ્ઞાવાદાંશ્ચ ભાષસ ઇતિ બીજમ્ ॥ સર્વધર્માન્પરિત્યજ્ય મામેકં શરણં વ્રજેતિ શક્તિ: ॥ અહં ત્વા સર્વપાપેભ્યો મોક્ષયિષ્યામિ મા શુચ ઇતિ કીલકમ્ ॥**

અર્થ: —"આ શ્રીમદ્‌ભગવદ્‌ગીતારૂપી સમસ્ત મંત્રના ઋષિ એટલે દ્રષ્ટા ( જોનારા અર્થાત્ શ્રીકૃષ્ણ ભગવાનના વચનનો સંગ્રહ કરનારા ) ભગવાન્ વેદવ્યાસ છે; છંદ અનુષ્ટુપ્ છે; મંત્રના અધિષ્ઠાના દેવ શ્રી કૃષ્ણ પરમાત્મા છે; નહિ શોક કરવા યોગ્યનો તું શોક કરે છે અને પંડિતોની પેઠે પ્રૌઢ ભાષણો કરે છે;" (આ બીજા અધ્યાયના ૧૧મા શ્લોકનો પૂર્વાર્દ્ધ આ) મંત્રનું બીજ (એટલે પ્રારંભનું મુખ્ય કારણ ) છે; "સર્વ ધર્મોનો ત્યાગ કરીને એક મારે શરણે આવ;" (અઢારમા અધ્યાયના ૬૬મા શ્લોકનો પૂર્વાર્દ્ધ) આ મંત્રની શક્તિ (એટલે ગોળવવાનું બળ) છે; અને (તેજ શ્લોકનો ઉત્તાર્દ્ધ) "હું તને સર્વ પાપોથી છોડાવીશ; તું શોક કર નહિ." એ આ મંત્રનો કીલક એટલે ખીલાની પેઠે એક ઠેકાણે સ્થિર કરનાર છે. કીલક

વિના મંત્ર સ્થિર થતો નથી, માટે છેવટે કીલક વડે (મંત્રરૂપી ખીલા વડે) સાધ્ય મંત્રને સફલ કરવા માટે સ્થિર કરવો."

## ન્યાસની સમજણ

વૈદિક અથવા તાંત્રિક, હરકોઇ મંત્રથી દેવ પૂજા, જપ વિગેરે, વિગેરે કરવું હોય ત્યારે પ્રથમ કર્મ કર્ત્તા પુરૂષે તથા કર્મ કરાવનાર ઋત્વિજો-બ્રાહ્મણોએ શરીરના ભિન્ન ભિન્ન અવયવોમાં અમુક અમુક મંત્રોનું આરોપણ કરીને મંત્રમૂર્ત્તિ-મંત્રમય થવું જોઇએ અને તેટલા માટે શરીરના જૂદા જૂદા અવયવોમાં મંત્રોના ભિન્ન ભિન્ન પદોનું તથા અક્ષરોનું આરોપણ કરવામાં આવે છે, તેને ન્યાસ કહે છે. તે ન્યાસના ત્રણ ભેદ છેઃ-**અંગ ન્યાસ, કર ન્યાસ** તથા **બીજ ન્યાસ.** અહીં પ્રથમ કર ન્યાસ અને પછી અંગ ન્યાસ દર્શાવીશું:—શ્રીમદ્ ભગવદ્ગીતાનો પાઠ કરનારે શ્રીમદ્ ભગવદ્ગીતા રૂપી મંત્રના ઋષિ, છન્દ, દેવતા, વગેરેનું સ્મરણ કર્યા પછી નીચે પ્રમાણે મંત્રો ભણીને પ્રથમ કર ન્યાસ કરવા.

### કર ન્યાસ.

**નૈનં છિંદન્તિ શસ્ત્રાણિ નૈનં દહતિપાવકઃ 'ઇત્યં ગુષ્ઠાભ્યો નમઃ' ॥**

**અર્થ**:—'આત્માને શસ્ત્રો છેદી શકતાં નથી અને અગ્નિ બાળી શકતો નથી.' આ મંત્ર ભણીને બન્ને હાથના અંગુઠાઓનો સ્પર્શ કરીને તેને પ્રણામ કરવા."

**ન ચૈનં ક્લેદયન્ત્યાપો ન શોષતિ મારુતઃ 'ઇતિ તર્જનીભ્યાં નમઃ' ॥**

અર્થ.—"પાણી આત્માને ભીંનો કરી શકતું નથી તથા પવન આત્માને શોષી શકતો નથી. આ મંત્ર ભણીને હાથની બન્ને તર્જનીઓ (અંગુઠા પાસેની આંગળીઓ)નો સ્પર્શ કરીને તેને નમસ્કાર કરવા."

અચ્છેદ્યોયમદાહ્યોયમકલેદ્યોઽશોષ્ય એવં ચેતિ
મધ્યમાભ્યાં નમ: ॥

અર્થ:—'આ આત્મા કપાય નહિ તેવો, બળાય નહિ તેવો, ભીંનો કરી શકાય નહિ તેવો અને શોષાય નહિ તેવો છે;' આ મંત્ર ભણીને હાથની બન્ને વચલી આંગળીઓનો સ્પર્શ કરીને તેને પ્રણામ કરવા."

નિત્ય સર્વગત: સ્થાણુરચલોઽયં સનાતન
'ઇત્યનામિકાભ્યાં નમ:' ॥

અર્થ:—"આ આત્મા નિત્ય, સર્વવ્યાપી, સ્થિર, અચળ અને સનાતન છે; આ તંત્ર ભણીને હાથની બન્ને અનામિકાઓ (ટચલી આંગળીની પાસેની આંગળીઓ) નો સ્પર્શ કરીને તેને નમસ્કાર કરવા."

પશ્ય મે પાર્થ રુપાણિ શતશોઽથ સહસ્રશ: ઇતિ
કનિષ્ઠિકાભ્યાં નમ: ॥

અર્થ:—"હે પાર્થ! તું મારાં સેંકડો અને હજારો રૂપ જો;' આ મંત્ર ભણીને હાથની બન્ને ટચલી આંગળીઓનો સ્પર્શ કરીને તેને નમસ્કાર કરવા."

નાનાવિધાનિ દિવ્યાનિ નાનાવર્ણાકૃતીનિ ચેતિ
કરતલકરપૃષ્ઠાભ્યાં નમ: ॥

અર્થઃ—"મારાં રૂપ અનેક પ્રકારનાં, દિવ્ય તથા અનેક વર્ણ અને આકારનાં છે;' આ મંત્ર ભણીને હાથનાં બન્ને તળિયાંના અને પાછળના ભાગનો સ્પર્શ કરીને પ્રણામ કરવા." આ પ્રમાણે કરન્યાસ કર્યા પછીઃ—

## અંગન્યાસ

કરન્યાસના જે મંત્રો ઉપર અર્થ સાથે કહી ગયા છીએ; તેજ મંત્રો ભણીને છેવટ જ્યાં અંગુષ્ઠાભ્યાં નમઃ છે; ત્યાં '**હૃદયાય નમઃ**' ॥ એમ કહીને હાથના અગ્ર ભાગથી હૃદયનો સ્પર્શ કરવો, અને નમસ્કાર કરવા. બીજા મંત્રમાં છેવટે જ્યાં તર્જનિભ્યાં નમઃ છે; ત્યાં '**શિરસે સ્વાહા ॥**' એમ કહીને હાથના અગ્રભાગથી મસ્તકનો સ્પર્શ કરવો. ત્રીજા મંત્રમાં છેવટ જ્યાં મધ્યમાભ્યાં નમઃ છે, ત્યાં '**શિખાયૈ વષટ્**' ॥ એમ બોલી હાથના અગ્રભાગથી ચોટલીનો સ્પર્શ કરવો. ચોથા મંત્રમાં છેવટ જ્યાં ઇત્યનામિકાભ્યાં નમઃ છે, ત્યાં '**કવચાયહું**' ॥ એમ કહીને બન્ને હાથની હથેલીઓ બન્ને ખભાને અડાડીને અદબ વાળવી, એથી કવચ પહેરવાની ભાવના થાય છે. અને તે કવચ કહેવાય છે.

પાંચમા મંત્રમાં છેવટ જ્યાં ઇતિ કનિષ્ઠિકાભ્યાં નમઃ ॥ છે ત્યાં '**નેત્રત્રયાય વૌષટ્**' ॥ એમ કહીને હાથના અગ્રભાગથી બન્ને નેત્રનો અને ભ્રમર વચ્ચે અદૃશ્ય રહેલા ત્રીજા નેત્રનો સ્પર્શ કરવો. છઠ્ઠા મંત્રમાં છેવટ જ્યાં કરતલ કર પૃષ્ઠાભ્યાં નમઃ ॥ છે ત્યાં '**અસ્ત્રાયફટ્**' ॥ એમ કહી જમણો હાથ માથા ઉપરથી ફેરવીને તેનાં વતી ડાબાં હાથની હથેલીમાં તાળી વગાડવી. (આ પ્રમાણે

અંગન્યાસ કરવા; તે કરન્યાસના મંત્રથી જ કરવા. પરન્તુ કરન્યાસની ઠેકાણે એટલે, આંગળીઓના ન્યાસની ઠેકાણે ઉપર બતાવ્યા પ્રમાણે તેજ મંત્રોથી અંગન્યાસ કરવા ).

## ધ્યાનનો વિધિ

અંગન્યાસ કર્યા પછી આરાધ્ય દેવતાનું ધ્યાન કરવું જોઇએ. ધ્યાનને માટે અગ્નિ પુરાણમાં લખે છે કે:—

**ધ્યૈ ચિંતાયાં સ્મૃતો ધાતુર્વિષ્ણુચિન્તા મુહુર્મુહુઃ**
**અનાક્ષિપ્તેન મનસા ધ્યાનમિત્યભિધીયતે ॥**

અર્થ:—ધ્યૈ ધાતુનો અર્થ મનન કરવું, વિચારવું વગેરે થાય છે. ભગવાન્ શ્રી વિષ્ણુનું એકાગ્રમન વડે વારંવાર ચિન્તન કરવું તેનું નામ ધ્યાન કહેવાય છે.

જે મનુષ્ય ધ્યેય વસ્તુનું ચિન્તન કરતાં કરતાં તદાકાર થઇ જાય અને તેની બહારની ઇન્દ્રિયો પણ વિષય રહિત થઇને અંતર્વૃત્તિ વાળી થાય તેનું નામ ધ્યાન. ગીતાશાસ્ત્રમાં આરાધ્ય દેવતા વગેરેનું ધ્યાન નીચે મુજબ છે:—

### ધ્યાન.

**ૐ પાર્થાય પ્રતિબોધિતાં ભગવતા નારાયણેન સ્વયં વ્યાસેન ગ્રથિતાં પુરાણમુનિના મધ્યે મહાભારતમ્ । અદ્વૈતામૃતવર્ષિણીં ભગવતીમષ્ટાદશાધ્યાયિનીમમ્બ ત્વામનુસન્દધામિ ભગવદ્ગીતે ભવદ્વેષિણીમ્ ॥ ૧ ॥**

અર્થ:—" શ્રીભગવાન્ નારાયણે પોતે અર્જુનને ઉપદેશ કરીને

ભણાવેલાં, પ્રાચીન મુનિ શ્રીવેદવ્યાસે મહાભારતમાં અઢાર અધ્યાય રૂપે રચેલાં તથા સર્વં ખલ્વિદં બ્રહ્મ નેહ નાનાસ્તિ કિંચન। આ આખુ જગત્ પરબ્રહ્મ છે, તેના વિના બીજું કંઈ પણ નથી આવું અદ્વૈતરૂપી અમૃત વરસાવનારાં તથા જન્મ-મરણને ટાળનારાં એવાં શ્રીકૃષ્ણ ભગવાને ગાયેલા હે માતાજી ભગવદ્ગીતા ? આપનાં સ્વરૂપનું હું ધ્યાન કરૂં છું. (૧)

ભાવાર્થ:—" શ્રીસદ્ગુરૂ રૂપ શ્રીકૃષ્ણ પરમાત્માએ પોતે જીવાત્મરૂપ અર્જુનને શિષ્યરૂપ ગણી તેના કલ્યાણાર્થે મોહની નિવૃત્તિ કરાવવા અને ત્યાગની મૂર્તિ બનાવવા ગીતારૂપી પર્મ અમૃત આપ્યું તેજ શ્રીકૃષ્ણ પરમાત્મા વ્યાસરૂપ ભગવાને યાવત્ જીવને શિષ્ય રૂપ ગણી તેમના મોક્ષાર્થે પ્રસિદ્ધ કીધું. તેમાંથી સંત મહાત્માઓએ જીવના કલ્યાણ માટે ગદ્ય, પદ્ય રૂપે અનેક રીતે ગીતા શાસ્ત્રના વચનો સરળતાથી સમજાય તેમ સદ્બોધ રૂપ અમૃતનો ઝરો ઝરતો જ રાખી દીધો છે. તેનું શુદ્ધ ભાવનાથી પાન કરનાર સદ્ગુરૂ રૂપ બની તે અમીઝરણાં વરસાવતાજ રહે છે, અને વરસાવ્યાજ કરશે. એ અમૃત અખંડ છે, પૂર્ણ છે, અવિનાશી છે, અને તેને ધારણ કરનાર અમૃતમય જ બને છે; એ નિ:સંદેહ છે."

**નમોઽસ્તુ તેવ્યાસ વિશાલબુદ્ધે ફુલ્લારવિન્દાયતપત્રનેત્ર ।।
યેન ત્વયા ભારતતૈલપૂર્ણ: પ્રજ્વાલિતો જ્ઞાનમય:
પ્રદીપ: ।। ૨ ।।**

અર્થ:—" હે વિશાળ બુદ્ધિવાળા ? હે ઉઘડેલાં કમળના જેવાં વિશાળ નેત્રવાળા વ્યાસ ? તમને નમસ્કાર કરૂં છું. જે આપે મહાભારતરૂપી તેલ પૂરીને જ્ઞાનરૂપી દીવો પ્રકટ કર્યો છે." (૨)

પ્રપન્નપારિજાતાય તોત્રવેત્રૈકપાણયે ।
જ્ઞાનમુદ્રાય કૃષ્ણાય ગીતામૃતદુહે નમઃ ॥ ૩ ॥

અર્થ:—"શરણાગત લોકોને પારિજાતક સમાન, એક હાથમાં પરોણીને ધારણ કરનારા, જ્ઞાન ધારણ કરીને રહેલા અને ગીતારૂપી અમૃતને દોહનારા શ્રી કૃષ્ણ ભગવાનને હું નમસ્કાર કરૂં છું." (૩)

સર્વોપનિષદો ગાવો દોગ્ધા ગોપાલ નન્દનઃ ।
પાર્થો વત્સઃ સુધીર્ભોક્તા દુગ્ધં ગીતામૃતં મહત્ ॥ ૪ ॥

અર્થ:—"સર્વે ઉપનિષદો ગાય રૂપે છે, ગોપાળ પુત્ર શ્રી કૃષ્ણ તેના દોહોનારા છે, બુદ્ધિશાળી અર્જુન નામનો વાછરડો તેનો ઉપયોગ કરનાર છે અને ગીતારૂપી ઉત્તમ અમૃત તેનું દૂધ છે." (૪)

ભીષ્મદ્રોણતટા જયદ્રથજલા ગાંધારનીલોપલા ।
શલ્યગ્રાહવતી કૃપેણ વહની કર્ણેન વેલાકુલા ॥
અશ્વત્થામવિકર્ણઘોરમકરા દુર્યોધનાવર્તિની ।
સોત્તીર્ણા ખલુ પાણ્ડવૈ રણનદી કૈવર્ત્તકઃ કેશવઃ ॥ ૬ ॥

અર્થ:—ભીષ્મ પિતામહ અને દ્રોણાચાર્યરૂપી તટવાળી, જયદ્રથરૂપી જળથી ભરેલી, ગાંધાર દેશના રાજા શકુનિરૂપી કાળી શિલાવાળી, શલ્યરાજારૂપી ઝૂડવાળી, કૃપાચાર્યરૂપી પ્રવાહવાળી, કર્ણરૂપી ભરતીઓટવાળી, અશ્વત્થામા અને વિકર્ણરૂપી ભયંકર મઘર મચ્છવાળી અને દુર્યોધનરૂપી ધુમરીવાળી, સંગ્રામ નદીને પાણ્ડવો, શ્રી કૃષ્ણરૂપી સુકાનીદ્વારા તરી ગયા હતા." (૬)

પારાશર્યવચઃ સરોજમમલં ગીતાર્થગન્ધોત્કટં ।
નાનાખ્યાનકકેસરં હરિકથાસમ્બોધનાબોધિતમ્ ॥

લોકે સજ્જનષટ્પદૈરહરહઃ પેપીયમાનં મુદા ।
ભૂયાદ્ભારતપઙ્કજં કલિમલપ્રધ્વંસિનઃ શ્રેયસે ॥ ૭ ॥

અર્થઃ—"ભગવદ્ગીતાના અર્થરૂપી ઉત્કટ સુગંધવાળું, અનેક આખ્યાનોરૂપી કેસરવાળું, પરમાત્માની કથાના ઉપદેશ વડે પ્રફુલ્લિત થયેલું. જગતમાં સજ્જનરૂપી ભમરાઓ વારંવાર હર્ષ વડે જેમના રસનું પાન કરે છે એવું, કળિયુગના પાતકોનો નાશ કરનારું અને શ્રીપરાશરના પુત્ર વેદવ્યાસના મુખરૂપી સરોવરમાં ઉગેલું, શ્રી મહાભારત રૂપી નિર્મળ કમળ અમારું કલ્યાણ કરો." (૭)

મૂકં કરોતિ વાચાલં પંગું લંઘયતે ગિરિમ્ ।
યત્કૃપા તમહં વંદે પરમાનન્દ માધવમ્ ॥ ૮ ॥

અર્થઃ—"જેમની કૃપા મૂંગાને વાચાળ કરે છે ને પાંગળાને પર્વત ઓળંગાવે છે, તે પરમ આનંદમૂર્તિ લક્ષ્મીપતિ શ્રી કૃષ્ણને હું નમસ્કાર કરું છું." (૮)

યં બ્રહ્માવરુણેન્દ્રરુદ્રમરુતઃ સ્તુન્વન્તિ દિવ્યૈઃસ્તવૈર્વેદૈઃ ।
સાંગપદક્રમોપનિષદૈર્ગાયન્તિ યં સામગાઃ ॥
ધ્યાનાવસ્થિતતદ્ગતેન મનસા પશ્યંતિ યં યોગિનો ।
યસ્યાન્તં ન વિદુઃ સુરાસુરગણા દેવાય તસ્મૈ નમઃ ॥ ૯ ॥

અર્થઃ—"બ્રહ્મા, વરુણ, ઇન્દ્ર, રુદ્ર, અને પવનો, દિવ્ય સ્તોત્રોથી જેમની સ્તુતિ કરે છે, સામવેદનું ગાન કરનારા મુનિઓ, અંગો પદ, ક્રમ અને ઉપનિષદ્ સાથે વેદોથી, જે પરમાત્માની સ્તુતિ કરે છે, યોગીઓ સમાધિ ચઢાવીને પરમાત્મામાં રહેલાં મન વડે

જેમનાં દર્શન કરે છે, અને દેવતાઓ તથા દૈત્યો જેમના મહિમાના પારને પામતા નથી, તે પરમાત્માને હું નમસ્કાર કરૂં છું. (૯) ઇતિ ધ્યાનં.

આ પ્રમાણે ધ્યાન કર્યા પછી–ગીતાના એક અધ્યાયનો પણ નિત્ય પાઠનો નિયમ રાખવો. ગીતાના અઢાર અધ્યાય નિત્ય પાઠ કરવા ફુરસદ, ન હોય તેને માટે ગીતાનો પંદરમો અધ્યાય "શ્રી પુરુષોત્તમ યોગ" જે ભક્તિ, જ્ઞાન, અને વૈરાગ્યને–દ્રઢ કરનાર છે તેનો નિત્ય પાઠ કરવા ચૂકવું નાહ.

## ॥ શ્રી. અધ્યાય–૧૫મો પુરુષોત્તમયોગ. ॥

"શ્રીમદ્ ભગવદ્ ગીતાના ચાદમાં અધ્યાયમાં છેવટે 'માંચ યોઽવ્યભિચારેણ ભક્તિયોગેન સેવતે' ઇત્યાદિ વચનો વડે એકાન્ત ભક્તિથી ભગવાનને ભજનારા તેના પ્રસાદથી મળેલાં જ્ઞાન વડે બ્રહ્મરૂપ થાય છે, આમ કહ્યું છે, પરન્તુ એકાન્તભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય વિના થતી નથી, માટે વૈરાગ્યસહિત જ્ઞાનોપદેશ કરવાની ઇચ્છાથી શ્રી કૃષ્ણ પરમાત્મા આ પંદરમા અધ્યાયના પ્રારમ્ભમાં અઢી શ્લોક વડે સંસારનું વૃક્ષરૂપે રૂપાલંકારથી વર્ણન કરે છે":—

॥ શ્રી ભગવાનુવાચ ॥

ઉર્દ્ધ્વમૂલમધઃ શાખમશ્વત્થં પ્રાહુરવ્યયમ્ ।
છંદાંસિ યસ્ય પર્ણાનિ યસ્તં વેદ સ વેદવિત્ ॥ ૧ ॥

શ્રી ભગવાન્ કહે છે—"હે અર્જુન! જેનું મૂળ ઉંચું છે એટલે ક્ષર (ભૂત) તથા અક્ષર (જીવ) કરતાં પુરૂષોત્તમ ઉત્તમ છે, જેની

શાખા નીચે છે, એટલે પુરૂષોત્તમ પછીના કાર્યોપાધિવાળા હિરણ્યગર્ભ વિગેરે જીવો છે. વેદો જેનાં પાંદડાં છે એટલે કે ધર્મ, અધર્મ પ્રતિપાદનદ્વારા છાયા તરીકે ગણાતા કર્મનાં ફળોને માટે સર્વે જીવો સંસાર વૃક્ષનો આશ્રય કરે છે, માટે વેદોને પાંદડાં કહ્યાં છે. કાલ સવાર સુધી પણ રહેશે નહિ, આવા અવિશ્વાસથી સંસારવૃક્ષને અશ્વત્થ કહે છે, પરંતુ પ્રવાહરૂપે અવિચ્છિન્ન છે, માટે તેને અવ્યય પણ કહે છે. આ સંસારરૂપી વૃક્ષને જાણે છે તે, વેદને જાણે છે." (૧)

**અધશ્ચોર્ધ્વં પ્રસૃતાસ્તસ્ય શાખા ગુણપ્રવૃદ્ધા વિષયપ્રવાલા ।**
**અધશ્ચ મૂલાન્યનુસંતતાનિ કર્માનુબંધીનિ મનુષ્યલોકે ॥ ૨ ॥**

**અર્થ:**—"સત્ત્વગુણી, રજોગુણી તથા તમોગુણી ગતિરૂપી પાણીના સિંચનથી ફાલેલી, શબ્દ, સ્પર્શ આદિ વિષયરૂપી કુમળાં પાંદડાંવાળી, સંસારરૂપી વૃક્ષની શાખાઓ અર્થાત્ કાર્યોપાધિવાળા હિરણ્યગર્ભ આદિ જીવો નીચે તથા ઉપર એટલે પશુ આદિની નીચ યોનિમાં તથા દેવતા આદિની ઉંચ યોનિમાં ફેલાયલા છે અને આ મનુષ્યલોકમાં તે સંસાર વૃક્ષનાં કર્મો વડે બંધાયલાં ભોગવાસનારૂપી નાનાં નાનાં મૂળો ઉપર તથા નીચે એટલે ઉંચ નીચ યોનિમાં વિસ્તાર પામેલાં છે." (૨)

**ભાવાર્થ:**—ઉપર અને નીચેના લોકમાં જે જે ભોગ ભોગવ્યા હોય, તે તે ભોગવાસના પ્રમાણે કર્મો ક્ષીણ થયા પછી જીવ પાછો મનુષ્યલોકમાં અવતરે છે અને પૂર્વવાસના પ્રમાણે કર્મમાં પ્રવૃત્તિ કરે છે. કારણ કે કર્મ કરવાનો અધિકાર આ મનુષ્ય લોકમાં જ છે, બીજા લોકમાં નથી. માટે અહિં 'મનુષ્યલોકમાં' એમ કહ્યું છે.

ન રૂપમસ્યેહ તથોપલભ્યતે નાંતો ન ચાદિર્ન ચ સંપ્રતિષ્ઠા ।
અશ્વત્થમેનં સુવિરૂઢમૂલમસંગશસ્ત્રેણ દૃઢેન છિત્વા ॥ ૩ ॥

અર્થ:—"આ સંસારનાં વાસી પ્રાણીઓ, ઉપર વર્ણવેલાં આ સંસાર વૃક્ષનાં સ્વરૂપને જાણી શકતાં નથી, તેમ તે છેડા વગરનું હોવાથી તેના પારને, અનાદિ હોવાથી તેના આરંભને તથા તે કેવી રીતે ઉભું છે? તેની સ્થિતિને જાણી શકતાં નથી, આ પ્રમાણે હોવાથી સંસાર વૃક્ષ જેમ કાપી શકાતું નથી, તેમ જ તે અનર્થ કરનારૂં પણ છે, માટે દૃઢ એવા વૈરાગ્યરૂપી શસ્ત્ર વડે જેનાં મૂળ અત્યંત ફેલાયેલાં છે, એવા સંસાર વૃક્ષને કાપી નાંખવું જોઇએ." (૩)

તતઃ પદં તત્પરિમાર્ગિતવ્યં યસ્મિન્ગતા ન નિવર્તંતિ ભૂયઃ ।
તમેવ ચાદ્યં પુરુષં પ્રપદ્યે યતઃ પ્રવૃત્તિઃ પ્રસૃતા પુરાણી ॥ ૪ ॥

અર્થ:—"ત્યાર પછી સંસાર વૃક્ષનાં મૂળભૂત વિષ્ણુપદને શોધવું, કે જ્યાં આગળ ગયેલા ફરીને સંસારમાં આવતા નથી. પરમાત્માને શોધનારા પુરૂષે જે પરમાત્માથી ચિરકાળ વડે આ સંસારની પ્રવૃત્તિ થઈ છે, તેજ આદિ પુરૂષને શરણે જાઉં છું, એ પ્રમાણે એકાન્ત ભક્તિથી પરમ પદને શોધવું." (૪)

નિર્માનમોહા જિતસંગદોષા અધ્યાત્મનિત્યા વિનિવૃત્તકામાઃ ।
દ્વંદ્વૈર્વિમુક્તાઃ સુખદુઃખસંજ્ઞૈર્ગચ્છંત્યમૂઢાઃ પદમવ્યયં તત ॥ ૫ ॥

અર્થ:—"માન અને મોહ રહિત જેઓ થયા છે, જેઓએ પુત્રપુત્રાદિના સંગનો દોષ જીત્યો છે, જેઓ આત્મજ્ઞાનમાં નિષ્ઠાવાળા છે, જેઓ વિશેષે કરીને કામના રહિત છે, સુખદુઃખાદિ દ્વંદ્વથી જે

મુક્ત છે અને મૂઢપણું છોડી માયારહિત થઈ જ્ઞાની પુરુષો, વિષ્ણુના અવિનાશી પદને પામે છે." (૫)

**ન તદ્‌ભાસયતે સૂર્યો ન શશાંકો ન પાવકઃ ।**
**યદ્‌ગત્વા ન નિવર્તન્તે તદ્ધામ પરમં મમ ॥ ૬ ॥**

**અર્થ:**—"સૂર્ય, ચંદ્ર તથા અગ્નિ જે પદને પ્રકાશ કરી શકતા નથી, અને યોગીઓ પણ જે પદને પામીને, ફરી અવતરતા નથી તે મારૂં સૌથી શ્રેષ્ટ ધામ છે." (૬)

(શંકાઃ—સ્વરૂપને પ્રાપ્ત થયેલા જીવો ફરી સંસારમાં જન્મતા ન હોય તો તો "સતિ સંપદ્ય ન વિદુઃ સતિ સંપદ્યા મહે ॥ પરબ્રહ્મનાં સ્વરૂપને પ્રાપ્ત થઇને જાણતા નથી કે અમે પરબ્રહ્મને પ્રાપ્ત થયા છીએ." આ શ્રુતિ પ્રમાણે સુષુપ્તિ વેળા તથા પ્રલય વેળા સર્વેને મારી પ્રાપ્તિ થાય છે અને તેઓ મને જાણતા નથી માટે કોણ સંસારી રહેશે ? આવી અર્જુનને શંકા થઈ, તે ઉપરથી શ્રી કૃષ્ણ ભગવાન તેને પાંચ શ્લોક વડે સંસારી જીવનું દર્શન કરાવે છે.)

**મમૈ વાંશો જીવલોકે જીવભૂતઃ સનાતનઃ ॥**
**મનઃ ષષ્ઠાનીંદ્રિયાણિ પ્રકૃતિસ્થાનિ કર્ષતિ ॥ ૭ ॥**

**અર્થ:**—"મારોજ એક અંશ, તે અવિનાશી જીવરૂપ થયો છે. તે સર્વદા સંસારમાં સંસારીરૂપે પ્રસિદ્ધ છે, આ જીવ સુષુપ્તિ તથા પ્રલય વેળા એ પ્રકૃતિમાં લય થયેલા મનને, પાંચ જ્ઞાનેન્દ્રિયને, પાંચ કર્મેન્દ્રિયને તથા પ્રાણને સંસારિક ભોગ ભોગવવા માટે આકર્ષણ કરે છે. (૭)

**ભાવાર્થઃ—** "જીવ મારા અંશ છે, માટે સુષુપ્તિ તથા પ્રલય વેળાએ યાવજ્જીવ મારે વિષે લય થવાથી તેઓને મારી પ્રાપ્તિ થાય છે, એ વાત ખરી છે. તથાપિ અવિદ્યામાં વિટાયલો અને વાસનાવાળો જીવ, મારી પ્રકૃતિવાળાં સ્વરૂપમાં લય પામે છે, પરંતુ શુદ્ધ સ્વરૂપમાં લય પામતો નથી. માટે સંસારના ભોગ ભોગવવા સારૂ ફરીને અવતરેલો અવિવેકી પુરૂષ, પ્રકૃતિથી થયલી ઉપાધી રૂપ ઇંદ્રિયોને પોતાના તરફ ખેંચે છે."

**શરીરં યદવાપ્નોતિ યચ્ચાપ્યુત્ક્રામતીશ્વરઃ ।**
**ગૃહીત્વૈતાનિ સંયાતિ વાયુર્ગંધાનિવાશયાત્ ॥ ૮ ॥**

**અર્થઃ—**દેહાદિકનો સ્વામી જીવ, કર્મને વશ હોવાથી જ્યારે પૂર્વનાં શરીરમાંથી નીકળે છે અને બીજા શરીરમાં પ્રવેશ કરે છે, ત્યારે વાયુ જેમ પોતાના નિવાસભૂત પુષ્પાદિમાંથી સુગંધના સૂક્ષ્મ પરમાણુઓને લઇને જાય છે." (૮)

**ભાવાર્થઃ—**"દેહાદિકનો સ્વામી જીવ, જે શુભાશુભ કર્મના બળે ઊંચ નીચ ગતિ ધારણ કરે છે, પરન્તુ શુદ્ધ જ્ઞાની તેમ કરતો નથી, કારણ જ્ઞાનીને નિષ્કામ કર્મના બળે, શુદ્ધ ઉપાસના યોગે સત જ્ઞાન (સ્વ સ્વરૂપ સ્થીતિનું) થવાથી, પરમાત્મા પરબ્રહ્મ સ્વરૂપમાંજ લય પામે છે, એટલે ફરીને સંસારમાં તે જન્મતોજ નથી."

**શ્રોત્રં ચક્ષુઃ સ્પર્શનં ચ રસનં ઘ્રાણમેવ ચ ।**
**અધિષ્ઠાય મનશ્ચાયં વિષયાનુપસેવતે ॥ ૯ ॥**

**અર્થઃ—**"ઈંદ્રિયોના સમૂહ, એટલે કાન, નેત્ર, ત્વચા, જિહ્વા,

અને નાસિકા આદિ બાહ્યેન્દ્રિયો તથા અંતઃકરણ, આટલી વસ્તુઓનો આશ્રય કરીને શબ્દાદિ વિષયોને ભોગવે છે." (૯)

ઉત્ક્રામંતં સ્થિતં વાપિ ભુંજાનં વા ગુણાન્વિતમ્ ।
વિમૂઢા નાનુપશ્યતિ પશ્યંતિ જ્ઞાનચક્ષુષ: ॥ ૧૦ ॥

**અર્થ:**—"એક શરીરમાંથી બીજાં શરીરમાં જનારા અથવા તો તે જ શરીરમાં રહીને વિષયોપભોગ કરનારા અથવા તો તેજ ઇંદ્રિયોની સાથે જોડાયલા જીવને અજ્ઞાની પુરૂષો દેખતા નથી, પરન્તુ જ્ઞાનદ્રષ્ટિ-વાળા વિવેકી પુરૂષો જુવે છે." (૧૦)

**ભાવાર્થ:**—"આ રીતે તો કાર્ય અને કારણના સમુદાયરૂપ દેહથી જૂદા એવા આત્માને સૌ કોઇ જાણતા નથી, તેનું કારણ શું ? અજ્ઞાન એ ભ્રાંતિ જન્મ માયાનું આવર્ણ, વિષયાશકત જીવને પ્રાપ્ત થવાથી તેજે પૂર્વ કે ઉત્તર કાળની, માયારચિત જાળના યોગે પોતાના સ્વરૂપની ખબર પડતી નથી. તેના ઉત્તરમાં વળી શ્રી કૃષ્ણ ભગવાન કહે છે કે;"

યતંતો યોગિનશ્ચૈનં પશ્યંત્યાત્મન્યવસ્થિતમ્ ।
યતંતોઽપ્યકૃતાત્માનો નૈનં પશ્યંત્યચેતસ: ॥ ૧૧ ॥

**અર્થ:**—"ધ્યાનાદિથી આત્માને જાણવા માટે પ્રયત્ન કરનારા યોગીઓમાં કેટલાએક યોગીઓ શરીરમાં રહેલા આત્માને શરીરથી ભિન્ન જાણે છે, પરન્તુ શાસ્ત્ર અને અભ્યાસ આદિથી પ્રયત્ન કરતાં છતાં પણ મલિન મનવાળા અને મંદ બુદ્ધિવાળા લોકો તો આત્માને દેખતા જ નથી." (૧૧) (ભાવાર્થ:—આત્માને જાણવો એ કામ બહુંજ કઠણ છે. વિવેકીઓમાં પણ કેટલાએકજ આત્માને જાણે છે.)

યદાદિત્યગતં તેજો જગદ્ભાસયતેઽખિલમ્ ।
યચ્ચંદ્રમસિ યચ્ચાગ્નૌ તત્તેજો વિદ્ધિ મામકમ્ ॥ ૧૨ ॥

"ન તદ્ભાસયતે સૂર્યઃ" ઇત્યાદિ વચનો વડે પરમેશ્વરનું ધામ કહ્યું અને તેને પ્રાપ્ત થયેલા ફરીને અવતાર ધરતા નથી, આમ પણ કહ્યું; એટલે અર્જુનને શંકા થઈ કે ત્યારે હવે તે કોઇ પણ સંસારી રહેશે નહિ. તેના ઉત્તરમાં શ્રી કૃષ્ણે દેહાદિથી ભિન્ન પરમાત્માનું સ્વરૂપ દર્શાવ્યું. હવે તેજ પરમાત્માના સ્વરૂપનું અનન્ત શક્તિરૂપે નિરૂપણ કરે છે".—

અર્થ:—"જે સૂર્યનું તેજ આખા જગતને પ્રકાશિત કરે છે તથા જે ચંદ્રમાં અને અગ્નિમાં તેજ છે તે તેજ મારૂં છે એમ તું જાણ." (૧૨)

ગામાવિશ્ય ચ ભૂતાનિ ધારયામ્યહમોજસા ।
પુષ્ણામિ ચૌષધીઃ સર્વાઃ સોમો ભૂત્વા રસાત્મકઃ ॥ ૧૩ ॥

અર્થ:—"પૃથ્વીમાં પેસીને હું સર્વ ભૂતને મારા બળ વડે ધારણ કરી રહ્યો છું; અને રસવાળો ચંદ્ર થઇને હું સર્વ ઔષધીઓને પોષણ આપું છું." (૧૩)

અહં વૈશ્વાનરો ભૂત્વા પ્રાણિનાં દેહમાશ્રિતઃ ।
પ્રાણાપાન સમાયુક્તઃ પચામ્યન્નં ચતુર્વિધમ્ ॥ ૧૪ ॥

અર્થ:—"હું અગ્નિ થઇને સર્વ પ્રાણીઓના દેહમાં રહું છું, અને પ્રાણ અને અપાન વાયુની સાથે મળીને હું ચાર પ્રકારનો એટલે ખાવાના, ચાટવાના, પીવાના અને ચુસવાના ખોરાક પચાવું છું." (૧૪)

**ભાવાર્થ:**—"શાસ્ત્રમાં ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય અને ચોષ્ય એમ ચાર પ્રકારના ખોરાક કહ્યા છે; દાંતથી ભાંગીને (બટકુ ભરીને) ખવાય તે ભક્ષ્ય—રોટલી, વડાં વિગેરે; જીભથી હલાવીને ખવાય તે ભોજ્ય—ચાટણ જેવા પદાર્થ તે લેહ્ય—શાકર, ગોળ વિગેરે; ચૂસી ચૂસીને ખવાય તે ચોષ્ય-શેરડી વિગેરે."

**સર્વસ્ય ચાહં હૃદિ સંન્નિવિષ્ટોમત: સ્મૃતિર્જ્ઞાનમપોહનં ચ ।**
**વેદૈશ્ચ સર્વૈરહમેવ વેદ્યો વેદાંતકૃદ્વેદવિદેવ ચાહમ્ ॥ ૧૫ ॥**

**અર્થ:**—"હું સર્વના હૃદયમાં અંતર્યામીરૂપે પ્રવેશ કરીને રહેલો છું, માટે પ્રાણી માત્રને પૂર્વે અનુભવેલી બાબતોની સ્મૃતિ, વિષય તથા ઇંદ્રિયોના સંબંધથી થયેલું જ્ઞાન અને તે બન્નેનો વિનાશ, આ સર્વ મારાથીજ થાય છે. સર્વે વેદો વડે તે તે દેવતારૂપે હું જાણવા યોગ્ય છું, વેદાન્ત સંપ્રદાયનો પ્રવર્ત્તક તથા તેનું જ્ઞાન આપનારો પણ હુંજ છું, તથા વેદના અર્થને જાણનારો પણ હુંજ છું."

**દ્વાવિમૌ પુરુષૌ લોકે ક્ષરશ્ચાક્ષર એવ ચ ।**
**ક્ષર: સર્વાણિ ભૂતાનિ કૂટસ્થોઽક્ષર ઉચ્યતે ॥ ૧૬ ॥**

**અર્થ:**—"જગતમાં ક્ષર તથા અક્ષર એવા બે પુરૂષો પ્રખ્યાત છે. તેમાં બ્રહ્માથી માંડીને સ્થાવર પર્યંત સર્વ પ્રાણીઓ ક્ષર પુરૂષ કહેવાય છે અને જે શરીરનો નાશ થયા છતાં પણ પર્વતની પેઠે નિશ્ચળ રહે છે તે કૂટસ્થ અક્ષર ભોક્તા કહેવાય છે." (૧૬)

**ઉત્તમ: પુરુષસ્ત્વન્ય: પરમાત્મેત્યુદાહૃત: ।**
**યો લોકત્રયમાવિશ્ય બિભર્ત્યવ્યય ઇશ્વર: ॥ ૧૭ ॥**

અર્થ:—"ઉપર કહેલા ક્ષર તથા અક્ષર પુરૂષ કરતાં સાથી શ્રેષ્ઠ પુરૂષ તે બીજો છે, તેને પરમાત્મા કહે છે, ત્રણે લોકમાં ફેલાઇ ગયેલો હોઇ ત્રણે લોકને ધારણ કરે છે અને કદી નહિ નાશ પામે એવો અતિ શ્રેષ્ઠ પુરૂષ છે." (૧૭)

**યસ્માત્ક્ષરમતીતોઽહમક્ષરાદપિ ચોત્તમ: ।**

**અતોઽસ્મિ લોકે વેદે ચ પ્રથિત: પુરુષોત્તમ: ॥ ૧૮ ॥**

અર્થ:—"હું નિત્યમુક્ત હોવાથી જડ વર્ગને (નાશને) ઓળંગી ગયો છું, અને સર્વનો નિયંતા હોવાથી ચેતન વર્ગ (જીવ) કરતાં પણ હું ઉત્તમ છું; માટે હું લોકમાં તથા વેદમાં પુરૂષોત્તમના નામથી પ્રખ્યાત છું. શ્રુતિ પણ કહે છે કે; "સ વા અસ્માત્મા સર્વસ્ય વશી સર્વસ્યેશાન: । સર્વસ્યાધિપતિ: સર્વમિદં પ્રશાસ્તિ" ॥ 'તે આત્મા, સર્વને વશ રાખનાર, સર્વનો સ્વામી તથા સર્વનો અધિપતિ છે અને આ સર્વ જગત્ ઉપર રાજ્ય કરે છે." (૧૮)

**યો મામેવમસંમૂઢો જાનાતિ પુરૂષોત્તમમ્ ।**

**સ સર્વવિદ્ભજતિ મા સર્વભાવેન ભારત ॥ ૧૯ ॥**

અર્થ:—"હે ભરતવંશી અર્જુન ? ઉપર કહ્યા પ્રમાણે જે પુરુષ નિશ્ચળ બુદ્ધિ થઈ, મારાં પુરૂષોત્તમ રુપને જાણે છે, તે સર્વ પ્રકારે મનેજ ભજે છે, કારણ કે તે સર્વજ્ઞ હોય છે. અને સર્વ ભાવથી મને ભજનારો છે." (૧૯)

**ઇતિ ગુહ્યતમં શાસ્ત્રમિદમુક્તં મયાનઘ ।**

**એતદ્બુદ્ધ્વા બુદ્ધિમાન્ સ્યાત્કૃતકૃત્યશ્ચ ભારત ॥ ૨૦ ॥**

અર્થ:—"હે પાપરહિત અર્જુન? આ છાનામાં છાનું શાસ્ત્ર મેં તને કહ્યું. આ શાસ્ત્ર જાણીને હરકોઈ પણ મનુષ્ય બુદ્ધિમાન તથા કૃતાર્થ થાય છે, ત્યારે તું તો કૃતકૃત્ય હો, તેમાં આશ્ચર્ય શું?" (૨૦)

**ઇતિ શ્રીમદ્‌ભગવદ્‌ગીતાસૂપનિષત્સુ બ્રહ્મવિદ્યાયાં યોગશાસ્ત્રે । શ્રીકૃષ્ણાર્જુન સંવાદે પુરૂષોત્તમયોગો નામ પંચદશોધ્યાયઃ ॥૧૫॥**

(ઇ૦ શ્રીમદ્‌ભગવદ્‌ગીતા પુરુષોત્તમયોગ અધ્યાય પંદરમોસંપૂર્ણ.)



# ॥ શ્રી ચતુઃશ્લોકી ભાગવત ॥

**શ્રી ભગવાનુવાચ ॥**

**જ્ઞાનંપરમગુહ્યંમેયદ્વિજ્ઞાનસમન્વિતમ્ ।**
**સરહસ્યંતદઙ્ગં ચગૃહાણગદિતંમયા ॥૧॥**

અર્થ:—"શ્રી ભગવાન કહે છે કે—હે બ્રહ્મા! તમને શાસ્ત્રીય જ્ઞાન અનુભવ ભક્તિ તથા તેનાં સાધન એ હું કહું છું તે તમે ગ્રહણ કરો." (૧)

**યાવાનહંયથાભાવો યદ્રૂપગુણકર્મકઃ ।**
**તથૈવતત્ત્વવિજ્ઞાનમસ્તુતેમદનુગ્રહાત્ ॥૨॥**

અર્થ:—"વળી મારૂં જેવું સ્વરૂપ, જેવી સત્તા તથા જેવાં રૂપો, ગુણો અને કર્મો છે, તે સર્વનું મારા અનુગ્રહથી યથાર્થ રીતે તે પ્રમાણેજ તમને જ્ઞાન થાઓ." (૨)

**અહમેવાસમેવાગ્રે નાન્યદ્યત્સદસત્પરમ્ ।**
**પશ્ચાદહંયદેતચ્ચ યોઽવશિષ્યેતસોઽસ્મ્યહમ્ ॥૩॥**

અર્થઃ—'આ સૃષ્ટિની પૂર્વે હુંજ હતો, તે વખતે સ્થૂળ તથા સૂક્ષ્મરૂપ પ્રપંચ અને તેનું કારણ માયા એમાંનું બીજું કાંઈજ ન હતું' સૃષ્ટિની પછી પણ હુંજ છું. જે આ સર્વ પ્રપંચ દેખાય છે, તે પણ હુંજ છું, તથા પ્રલય થયા પછી જે વસ્તુ બાકી રહે છે તે પણ હુંજ છું; અર્થાત્ હું અનાદિ, અનંત તથા અદ્વૈતીય હોવાથી પૂર્ણસ્વરૂપ છું." (૩)

**ઋતેઽર્થં યત્પ્રતીયેત ન પ્રતીયેત ચાત્મનિ ।**
**તદ્વિદ્યાદાત્મનોમાયાં યથાભાસોયથા તમઃ ॥૪॥**

અર્થઃ—"જે વસ્તુ વસ્તુતાએ છેજ નહિ, જે વસ્તુની તેમાં પ્રતીતિ થાય અને જે વસ્તુ સત્ય હોય તે વસ્તુ તેના અધિષ્ઠાનમાં દેખાય નહિ તે મારી માયા જાણવી. દૃષ્ટાંતમાં જેમ ચંદ્ર એક છે, બે નથી, છતાં બે દેખાય છે, તેમજ આ જગત પણ વસ્તુતાએ ખોટું છે, છતાં સાચું દેખાય છે, ગ્રહોમાં જેમ રાહુ એક ગ્રહ છે; તો પણ તે દેખાતો નથી, તેમજ આત્મા સર્વનો સાક્ષી છે; પરંતુ માયાથી આચ્છાદિત હોવાને લીધે જણાતો નથી." (૪)

**યથામહાંતિ ભૂતાનિ ભૂતેષુચ્ચાવચેષ્વનું ।**
**પ્રવિષ્ટાન્ય પ્રવિષ્ટાનિ તથાતેષુનતેષ્વહમ્ ॥૫॥**

અર્થઃ—"જેમ પંચ મહાભૂતો સૃષ્ટિ સરજ્યા પછી ભૌતિક પદાર્થોમાં અર્થાત્ ઉત્તમ, મધ્યમ દેહમાં પ્રવેશ કરીને રહેલા હોય તેમ દેખાય છે; કારણ કે તેના જોવામાં આવે છે, પરંતુ તેઓ પૂર્વેજ

તે તે દેહાદિકના કારણરૂપ હોવાથી તેઓમાં પ્રવેશ કરીને રહ્યા હોય તેમ નથી, પરંતુ મૂળથીજ તે, તેમ હું આ ભૌતિક પદાર્થોમાં પાછળથી પ્રવેશ કરીને રહ્યો નથી; પરંતુ તેના કારણરૂપે પ્રથમથીજ તેઓમાં પ્રવેશ કરીને રહ્યો છું. અર્થાત્ મારી એવી સત્તા છે." (૫)

**એતાવદેવજિજ્ઞાસ્યં તત્વજિજ્ઞાસુનાऽऽત્મનઃ ।**

**અન્વયવ્યતિરેકાભ્યાં યઃસ્યાત્સર્વત્ર સર્વદા ॥ ૬ ॥**

અર્થઃ—"આત્માના સ્વરૂપને જાણવાની ઇચ્છાવાળા પુરૂષે એટલું જ જાણવા જેવું છે કે, જેઅન્વય તથા વ્યતિરેક વડે સદા સર્વ ઠેકાણે છે, તેને આત્મા જાણવો." (૬)

**એતન્મતંસમાતિષ્ઠપરમેણસમાધિના ।**

**ભવાન્કલ્પવિકલ્પેષુનવિમુહ્યતિકર્હિંચિત્ ॥ ૭ ॥**

અર્થ—' હે બ્રહ્મા ? તમે પરમ સમાધિ વડે એટલે એકાગ્ર મન વડે મારા આ મતને અનુસરો. જેથી તમને કલ્પે કલ્પે વિવિધ પ્રકારની સૃષ્ટિ રચતિ વેળાએ "હું સ્વતંત્ર કર્તા છું" આવા મોહમાં કદિ પણ કોઇવાર પડો નહિ." (૭)

॥ ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે ડષ્ટાદશ સાહસ્ત્ર્યાં સંહિતાયાં વૈયાસિક્યાં દ્વિતીયસ્કંધે ભાગવદ્ બ્રહ્મસંવાદે ચતુઃશ્લોકી ભાગવતં સમાપ્તમ્ ॥

## ॥ શ્રી સપ્તશ્લોકી ગીતા ॥

**ॐ મિત્યેકાક્ષરં બ્રહ્મવ્યાહરન્ મામનુ સ્મરન્ ।**

**યઃ પ્રયાતિ ત્યજન્દેહં સયાતિ પરમાંગતિમ્ ॥ ૧ ॥**

અર્થ:—" શ્રી કૃષ્ણ પરમાત્મા કહે છે—હે અર્જુન ! જે મનુષ્ય " ૐ " એવા એક અક્ષરનો ઉચ્ચાર કરતો તથા મારું સ્મરણ કરતો કરતો શરીરને ત્યજીને જાય છે, તે મારી શ્રેષ્ઠ ગતિને પામે છે. " (૧)

સ્થાનેહૃષીકેશ તવપ્રકીર્ત્યાજગત્પ્રહૃષ્યત્યનુરજ્યતેચ ।
રક્ષાંસિ ભીતાનિદિશોદ્રવંતિસર્વેનમસ્યંતિચસિદ્ધસંઘાઃ॥૨॥

અર્થ:—" આવું શ્રી કૃષ્ણ ભગવાનનું વચન સાંભળી–અર્જુન કહે છે–હે ઋષિકેશ ! તમે એ પ્રમાણે અદ્‌ભુત પ્રભાવવાળા તથા ભક્તવત્સલ છો માટે તમારા મહાત્મ્યના કીર્તન વડે હું એકલો કૃતાર્થ થાવું થઉં છું એમ નથી, પણ સકળ જગત્ આપના કીર્તનથી કૃતાર્થ થાય છે તે યુક્ત છે. તેમજ જે રાક્ષસો ભય પામીને દિશાઓમાં નાસી જાય છે, અને જે સિદ્ધ પુરુષોના સમુદાય આપને નમે છે એ સર્વ પણ યુક્તજ છે." (૨)

સર્વત: પાણિપાદંતત્સર્વતોઽક્ષિશિરોમુખં ।
સર્વત: શ્રુતિમલ્લોકે સર્વમાવૃત્યતિષ્ઠતિ ॥ ૩ ॥

અર્થ:—" તે પરમાત્મરૂપ વસ્તુ સર્વત્ર હાથ, પગવાળી છે, ચોતરફ કાનવાળી છે, તથા સર્વમાં વ્યાપીને રહી છે; અર્થાત્ સર્વ પ્રાણીઓની વૃત્તિવડે તથા સર્વનાં હાથ, પગ, મુખ–આદિ વડે એ સર્વત્ર વ્યાપક બની વ્યવહાર કરે છે" (૩)

કવિંપુરાણમનુશાસિતારમણોરણીયાંસમનુસ્મરેદ્યઃ ।
સર્વસ્યધાતારમચિંત્યરૂપમાદિત્યવર્ણંતમસઃપરસ્તાત્ ॥ ૯ ॥

અર્થ:—"સર્વજ્ઞ, અનાદિ, સર્વનો નિયન્તા, સૂક્ષ્મથી પણ અતિસૂક્ષ્મ, સર્વનો ધારણ કરનાર, ચિંતવનમાં ન આવે એવા રૂપવાળો સૂર્યની પેઠે પ્રકાશવાળો, અજ્ઞાનથી પર રહેલો એવો જે દિવ્ય પુરૂષ, તેનું જે પુરૂષ સ્મરણ કરે છે તે દિવ્ય પુરુષને પામે છે." (૪)

ઉર્ધ્વમૂલમધ: શાખમશ્વત્થં પ્રાહુરવ્યયમ્ ।
છંદાંસિયસ્યપર્ણાનિયસ્તંવેદસવેદવિત્ ॥ ૫ ॥

અર્થ:—"આ સંસારરૂપી વૃક્ષને શ્રુતિ, સ્મૃતિઓ, ઉંચા મૂળવાળો, નીચે શાખાવાળો, અશ્વત્થ તથા અવ્યય કહે છે. સંસાર વેદો પાંદડાં છે, તે સંસાર વૃક્ષને જે પુરૂષ જાણે છે તે પુરૂષ વેદ જાણનારો છે." (૫)

સર્વસ્યચાહંહૃદિસંનિવિષ્ટોમત્ત:સ્મૃતિજ્ઞાનમપોહનંચ ।
વેદૈશ્ચસર્વૈરહમેવવેદ્યોવેદાંતકૃદ્વેદવિદેવચાહમ્ ॥ ૬ ॥

અર્થ:—"હું સર્વની બુદ્ધિમાં પ્રવિષ્ટ થયો છું, માટે મારા થકી જતે સર્વ પ્રાણીઓની સ્મૃતિજ્ઞાન તથા તે સ્મૃતિ અને જ્ઞાનનો અભાવ થાય છે. તથા સર્વ વેદો વડે હુંજ જાણવા યોગ્ય છું; વેદાન્ત અર્થના સંપ્રદાયનો પ્રવર્તક તથા હુંજ સર્વ વેદના અર્થનો જાણનાર છું." (૬)

મન્મનાભવમદ્ભક્તોમદ્યાજિમાંનમસ્કુરૂ ।
મામેવૈષ્યસિયુક્ત્વૈવમાત્માનંમત્પરાયણ: ॥ ૭ ॥

અર્થ:—"હે અર્જુન! મારા વિષે મનવાળો, મારો ભક્ત [illegible] મારા પૂજનમાં પરાયણ થા, અને નમસ્કાર કર. એ પ્રકારે

મારે શરણુ થએલો તું પોતાના અંતઃકરણને મારે વિષે જોડીને મનેજ પામીશ." (૭)

(ઇતિશ્રીમદ્‌ભગવદ્‌ગીતા સૂપનિષત્સુ બ્રહ્મવિદ્યાયાં યોગશાસ્ત્રે શ્રી કૃષ્ણાર્જુન સંવાદે સપ્તશ્લોકી ગીતા સંપૂર્ણ) શ્રી કૃષ્ણાર્પણ અસ્તુ ॥

## ॥ શ્રી રાધિકા રમણાષ્ટકમ્ ॥

શ્રી ગોપિનાથં શેષશયનં જગજ્જનં સુખદાયકમ્ ।
શ્રુતિ સરસસારં સમરસં ભવજલધિપારં પરગુણમ્ ॥
જય સચ્ચિદાનંદં ગુરું વ્રજવનવિહારં હરનુતમ્ ।
મુનિજનનિદાનં સુખકરં શ્રીરાધિકા રમણં ભજે ॥ ૧ ॥

અર્થઃ—" શ્રી ગોપિકાના સ્વામીને શેષનારાયણ ઉપર શયન કરનાર, જગતના મનુષ્યોને સુખ આપનારા, વેદના સારરૂપ, સંસારરૂપી સમુદ્રને પાર પમાડનારા, ઉત્તમ ગુણોવાળા, સત્ ચિત અને આનંદરૂપ ગુરૂવર્ય, વ્રજભૂમિમાં વિહાર કરનારા, મહાદેવજી જેની નિરંતર સ્તુતિ કરે છે એવા, અને ઋષિમુનિઓના કારણરૂપ, સુખને આપનારા, શ્રીરાધિકા-રમણ-રાધાજીના પતિ શ્રીકૃષ્ણને હું નિરંતર ભજુ છું. (૧)"

જય વિશ્વવન્દ્યં ઋતુપતિં ત્રિભુવન વરિષ્ઠં ગુરુવરમ્ ।
ભવભયકૃતાન્તં નગધરં વૈકુણ્ઠભુવનં મોક્ષદમ્ ॥
શ્રીકમળનયનં લક્ષ્મીકાન્તં રમાકાન્તં ભુવનપમ્ ॥ મુનિ૦ ॥૨॥

અર્થઃ—" વિશ્વ જેને નમસ્કાર કરે છે એવા, ઋતુઓના પણ કારણરુપ, ત્રયલોકમાં શ્રેષ્ઠ એવા, પરમગુરુ સંસારરુપી ભયને

નાશ કરવામાં યમ જેવા, ગીરીપર્વતને ધારણ કરનારા, વૈકુણ્ઠના અધિપતિ, મોક્ષને આપનાર, કમળ સરખા નયનવાળા, લક્ષ્મીજીના પતિ, જગતનું રક્ષણ કરનારા, સુખસાગર એવા શ્રી રાધિકારમણ શ્રી કૃષ્ણચંદ્રને હું ભજું છું. (૨) "

તનુકુટિલકેશં જનસુખેશં હૃદિવિભાતં કલિહરમ્ ।
ખગનાગભુવનેશં ભજે વૃંદાવનાધિપતિં વ્રજમ્ ॥
કમલાનનં કમલાપતિં કમલાસનં ઘનસુંદરમ્ ॥ મુનિ ॥૩॥

અર્થ:—" વાંકી કેશાવળિવાળા, ભક્તજનોને સુખ આપનાર એવા ઇશ્વર, હૃદયમાં નિરંતર શોભનારા, કલિને દંડ દેનારા, પશુ પક્ષીઓના સ્વામી, અને કમળના ઉપર આસન કરનારા, મેઘના સરખા શ્યામ સુંદિર, નિરંતર સુખને આપનારા એવા શ્રીરાધિકા-રમણ શ્રી કૃષ્ણચંદ્રને હું ભજું છું. (૩) "

શ્રા નલિનચક્ર ગદાધરં પીતામ્બરં વરદં શુભમ્ ।
મૃતિજન્મનાશકરં વિભું શરણાગતા ભયદં પ્રભુમ્ ॥
ભવબંધનાશહરં સુ સુખદં શ્રેયદં સુખસાધનમ્ ॥મુનિ॥ ॥૪॥

અર્થ:—" શંખ, ચક્ર, ગદા, પદ્મને ધારણ કરનારા, પીળાં પીતાંબરને પહેરનારા, વરદાનને આપનારા, કલ્યાણકારી, જન્મમરણના ભયને દૂર કરનારા, સર્વત્રવ્યાપક એવા શરણે આવેલાને અભય આપનારા, સંસારના બંધનોને નાશ કરનારા, સુખ અને ઐશ્વર્યને આપનારા સુખના સાધનરૂપ, એવા શ્રીરાધિકારમણ શ્રી કૃષ્ણચંદ્રને હું ભજું છું. (૪) "

શ્રીયાદવાધિપતિં કૃપાળું શ્યામસુંદરનેત્રકમ્ ।
પ્રભુ મઘબકાસુરકેશિ ધેનુક પ્રાણ નાશકરં પરમ્ ॥
વ્રજગોપ ગોપી પતિં મહેશં દેવકીતનયં હરિમ્ ॥મુનિ ॥૫॥

અર્થ:—"યાદવ કુળના રાજાધિરાજ, દયાળુ, શ્યામ સુંદર નેત્રવાળા, અઘાસુર, બકાસુર, કેશી અને ધેનુકાસુર જેવા મહાન દૈત્યનો પ્રાણ હરનારા, ગોકુળના ગોવાળો અને ગોવાલણોનું રક્ષણ કરનારા, મહાન સમર્થ ઇશ્વરરૂપ દેવકીના પુત્ર **શ્રી હરિ એવા શ્રી** રાધિકારમણ **શ્રી કૃષ્ણચંદ્રને હું ભજું છું. (૫)"**

નિર્ગતવિકારં નરવરં નારાયણં નરકાન્તકમ્ ।
પરમેશ્વરં દામોદરં ચાણુર મલ્લવિમર્દનમ્ ॥
કૌમોદકીધરમજં વિષ્ણું દેવતાર્ચન મુત્તમમ્ ॥મુનિ ॥ ૬ ॥

અર્થ:—"વિકારરહિત, મનુષ્યોમાં સુંદર એવા, નારાયણ સ્વરૂપ, નરકગતિને મટાડનારા, દામોદરરૂપ, ચાણુરમલ્લને નાશ કરનારા, કૌમોદકીગદાને ધારણ કરનારા, અજન્મા એવા, **શ્રી રાધિકારમણ, શ્રી કૃષ્ણચંદ્રને ભજું છું. (૬)"**

લક્ષ્મીધરં લક્ષ્મીપતિં બલભદ્રભદ્રકરં પરમ્ ।
શ્રીવત્સચિન્હધરં મુરારિં કામદ યદુનાયકમ્ ॥
હનુમત્પતિં સીતાપતિં લક્ષ્મીપતિં ત્રિદશેશ્વરમ્ ॥મુનિ ॥૭॥

અથ:—"લક્ષ્મીને ધારણ કરનારા, લક્ષ્મીનાપતિ, બલભદ્રનું કલ્યાણ કરનારા, શ્રીવત્સના ચિન્હને ધારણ કરનારા, મુરનામના દૈત્યને મારનારા, દરેક કામનાઓને પરિપૂર્ણ કરનારા, યાદવ કુળના સ્વામી,

હનુમાન વડે કરીને સ્તુતિ કરાયેલ લક્ષ્મીપતિ, દરેક દેવતાઓના ઇશ્વર ત્રીલોકના અધિપતિ એવા, **શ્રી રાધિકારમણ શ્રીકૃષ્ણચંદ્રને હું ભજુ છું. (૬)"**

**મનુજ સ્ત્રિકાળ મિદં પઠેદઘનાશકં હ્યારોગ્યદમ્ ।**
**વિષમજ્વરાદિ વિદારણં ધનધાન્ય પુત્ર પશુંલ્લભેત્ ॥**
**શ્રી રાધિકારમણાષ્ટકં રમેશ્વરસ્યાનુગ્રહાત્ ॥ મુનિ ॥ ૮ ॥**

અર્થઃ—"સંપૂર્ણ પાપને નાશ કરનારૂં, આરોગ્યને આપનારૂં, દુસ્તર એવા ઝેરી તાવને હરનારૂં, ધનધાન્યાદિ સ્મૃધિને આપનારૂં, આ શ્રીરાધિકારમણાષ્ટક જે કોઈ મનુષ્ય ત્રણકાળ ભણે છે (પાઠ કરે છે) તો ઇશ્વર એવા શ્રીરાધિકારમણની કૃપા થકી તેની દરેક કામના પરિપુર્ણ થાય છે. માટે, આ અષ્ટકથી ઋષિ મુનિઓના કારણ-રૂપ, સુખને આપનારા, એવા **શ્રી રાધિકારમણ શ્રીકૃષ્ણચંદ્રને હું નિરંતર ભજુ છું. (૮)"**

**શ્રીબાલમુકુન્દ શુકગુરુ શ્રીહરિપ્રસાદકે ।**
**નીર્તંમયાપ્રસિદ્ધકં શ્રીશુકદેવ કૃપાળુભિઃ ॥**
**લોકોપકારકૃતેન તેનસુ કર્મણા જગતામિતિ ।**
**તુષ્યત્વયં મમ માનસે કૃતપાદમાદયતો હરિઃ ॥ ૯ ॥**

અર્થઃ—"**શ્રી શુકદેવ** જેના સમર્થ સદ્‌ગુરુ છે એવા બાલ-મુકુન્દના પુત્ર હરિપ્રસાદે લોકો ઉપકારને માટે જે આ કંઈ "અષ્ટક" પ્રસિદ્ધ કર્યું તેનાથી શ્રી હરિઃ શ્રી રાધિકારમણ શ્રી કૃષ્ણચંદ્ર પ્રસન્ન થાઓ. (૯)" ॥ શુભં ભવતુ-કલ્યાણમસ્તુ ॥

## થાળ.

(રાગ. જીવણજી આવોરે જુકને જમાડું.)

તમે જમવા આવોરે, જુકતે જીવણજી;
નથી અન્ય કો વહાલું રે, વાલા તમો વણજી. ૧
સખડી અણસખડી રે, ભોજન ભાવતણું છે;
મુખે લ્યો માગી રે, કહે બહુ શુયે ઘણું છે. ૨
છો સત્તા વ્યાપક રે, સત્તા સઉમાં તમારી;
મારૂં જે જે દિશે રે, લેજો તે તે સ્વિકારી. ૩
વદને જે વદુ હું રે, તે તમ જાપજ જાણો;
જે જે કરૂં ક્રિયા રે, તે તમ મુદ્રા પ્રમાણો. ૪
જ્યાં જ્યાં હુ ચાલું રે, તે તે પ્રક્રમા તમારી;
બાહ્યાંતર વિલશે રે, ચમત્કૃતિ તમ ભારી. ૫
આહુતિ આપની રે, જે મમ ભોજન થાતું;
મુજ વિશ્વાસમાં રે, આપનું સ્વરૂપ પુજાતું. ૬
એસું ને ઉઠું રે, પ્રણામ તે ગણજો પ્યારા;
એમ આત્મસમર્પણ રે, કિધું મેં જગદાધારા. ૭
થાતી એમ પૂજા રે, આ અવસરીયે વાલા;
માની મન લેજો રે, નંદતણા નંદલાલા. ૮
આ વિશ્વ તમારૂં રે, તમે વિશ્વ અનુરૂપા;
સર્વેશ્વર શ્રી હરિ રે, પરમાનંદ પર્મ અનુપા. ૯

ક્યા ભાવે અર્પુ રે, ભાવાતિત તમે સ્વામી;
તમથી શું છાનું રે, તમે અંતરયામી. ૧૦

મનોહર મારી રે, પ્રભુ એ માની લેજો;
હરિપ્રસાદ હૃદયે રે, વાલા વશીને રહેજો. ૧૧



## આરતિ

(રાગ. આનંદમંગલ કરૂં આરતી, હરિ ગુરૂ સંતની સેવા.)

આરતિ ઉતારૂં પ્રેમે પંચાયતનની, જય જય સચ્ચિદાનંદા;
શક્તિ, સૂર્ય, ગણપતિ ગજાનન, હરિ, હર, શિવ ગોવિંદા. આરતિ. ટેક

બુદ્ધિપ્રદા, પ્રકાશિત, વિઘ્નહર, શાન્તિપ્રદા, સુખ કંદા;
ભવભયહર જ્ઞાન સુખનાસાગર, દ્વૈત હર ચૈતન્ય ચંદા. આરતિ. ૧

કાર્યરૂપ ભેદ ભ્રમણા કહિયે, કારણ એક નહિ દ્વંદા;
સગુણ નિર્ગુણ તત્ત્વં પદમાંહિ, અસિપદમાં અવિચ્છંદ. આરતિ. ૨

પંચતત્ત્વ વિકૃત છતાં પણ, અવિકૃત સ્વરૂપા નંદા;
સદ્ગુરૂ સાન સમજી યશ ગાતાં, ટળી જાય ભવભય ફંદા. આરતિ. ૩

નિરખત હરખત જે જન સમજત, ડુબી મરત મતિમંદાં;
સ્વયંજ્યોતે કરી અભેદ આરતિ, હરિપ્રસાદ બાળમુકુન્દા. આરતિ. ૪



## ઉપાસના

અનાદિ પ્રવાહરૂપે ચાલ્યા આવતા આ અસ્થિર સંસારમાં, પોતાનાં કર્મ પ્રમાણે ભમનારા જીવોને સારાં-નરસાં કર્મનાં ફળ આપનાર ઇશ્વરનાં સાકાર અને નિરાકાર એમ બે પ્રકારનાં સ્વરૂપ માનીને, મનુષ્ય પ્રાણી તેની ઉપાસના કરે છે. તે ઉપાસનામાંની એક સાકાર એટલે આકાર સહિત-મૂર્તિમાન્ અને બીજી નિરાકાર એટલે આકારરહિત કહેવાય છે. તે બેમાંથી ગમે તે પ્રકારે પણ પરમાત્માનાં સ્વરૂપની ઉપાસના કરવી યોગ્ય છે. પુરૂષને ઇશ્વરરૂપ મુક્તિનો માર્ગ બતાવનાર શ્રી સદ્ગુરૂ છે અને સ્ત્રીને ઈશ્વરરૂપ વિવાહિત પતિ છે. પુરૂષને તેમજ સ્ત્રીઓને જ્યાંસુધી ઇશ્વરનાં નિરાકાર સ્વરૂપનું પૂરતું જ્ઞાન ન થાય ત્યાંસુધી તેણે ઉપર કહેલાં ઇશ્વરરૂપની સાકાર ઉપાસના કરવી એ યોગ્ય છે. તન-મન-ધન સર્વ પદાર્થો, શુદ્ધ અંતઃકરણથી ઇશ્વરની પવિત્ર સેવામાં અર્પણ કરવા અને તે પદાર્થો પરથી બને તેટલો પોતાનો મોહ કહાડી નાંખવો; "આ વસ્તુઓમાં મ્હારી કાંઇ વસ્તુ નથી; જે છે તે સર્વ પરમાત્માની જ વિભૂતિ છે." એવો દ્રઢ નિશ્ચય કરીને, ઉદરપોષણ જેટલું એકઠું કરી રાખવું અને કશામાં મમતા રાખવી નહિ; આવી તરેહના અભ્યાસથી જ્યારે સંસારી પદાર્થો પરની મમતા મટે છે, ત્યારે પરમાત્માનાં નિરાકાર સ્વરૂપની ઉપાસના કરવાની યોગ્યતા આવે છે. એવી ઉત્તમ સ્થિતિ થવાથી પરમાત્મા-પરમેશ્વરનાં સ્વરૂપનું જ્ઞાન થાય છે અને જન્મ-મરણરૂપી ઘટમાળમાંથી મુક્ત થઇએ છીએ; એટલુંજ નહિ પણ અંતે તેજ પરમાત્માનાં તેજસ્વી સ્વરૂપમાં જીવરૂપી ચૈતન્યશક્તિ એક રસ થઈ જાય છે. સ્ત્રી પુરૂષ માટે ઇશ્વરનાં આકાર સ્વરૂપ ઉપર કહ્યાં; વાસ્તે

તેની એટલે સ્વામિની તેમજ સદ્‌ગુરૂની ઝીણામાં ઝીણી આજ્ઞાનો પણ ભંગ ન થાય તે માટે ઘણીજ સંભાળ રાખવી. તેમની આજ્ઞા પાળવી એજ આપણા કલ્યાણનો ખરો માર્ગ છે. જે માણસો નાનામાં નાની આજ્ઞાઓ બરાબર પાળી શકતાં નથી તે કોઇવાર મ્હોટી આજ્ઞાઓ પણ ઓળંગે છે.

પોતાનું કલ્યાણ ઇચ્છનારા મનુષ્યે સદ્‌ગુરૂની આજ્ઞાઓનું ઉલ્લંઘન કરવું નહિ; પરંતુ સદાકાળ તેમને આધીન વર્તવા તત્પર રહેવું. પુરૂષને સદ્‌ગુરૂ અને સ્ત્રીને પતિ જ્યારે પરદેશમાં હોય ત્યારે મનથી અને પાસે હોય ત્યારે સાક્ષાત્ સર્વ વસ્તુઓ બતાવીને વાપરવી; પરંતુ તે વસ્તુ એવી ન હોવી જોઇએ કે જેમાં શાસ્ત્રથી કંઇ પણ વિરોધ કે બાધ આવે.

## સ્ત્રી-ત્વ પ્રકટાવવાની રીત.

પતિને વશ કરવાની ઇચ્છાવાળી ઉત્સાહી સ્ત્રીએ પ્રાતઃકાળે પતિના ઉઠયા પહેલાં પથારીમાંથી ઉઠીને પ્રથમ સુહસિત વદને શ્રદ્ધાસહિત પતિના મુખનું દર્શન કરવું. પતિ પરદેશ હોય તો તેમની છબીનાં દર્શન કરવાં અને કદાચ તે ન હોય તો તેમનાં સ્વરૂપનું ધ્યાન કરવું.

પથારીથી છુટાં પડી, પતિના ઉઠવા પહેલાં તેમને જોઈતી વસ્તુઓની ( દાતણ, પાણી, માટી ઇત્યાદિની તૈયારી કરી રાખવી.)

પતિ નાંહી ધોઈ તૈયાર થાય તેટલામાં ઘરના દરેક ભાગને તળે ઉપર તથા ખૂણે ખાંચરેથી ઝાડી ઝુડીને તરત ન્હાઇ લેવું. પતિને

અનપસંદ પાણીથી ન્હવરાવી પહેરવાને વસ્ત્રો આપવાં અને પછી તેમના માટે ભગવદ્દસેવાની સામગ્રીઓ તૈયાર કરવી. પતિ જે ધર્મ પાળતા હોય તેજ ધર્મ પોતે પાળવો; તેમનાથી વિરૂદ્ધ ધર્મનું સેવન કોઇ કાળે પણ કરવું નહિ. પતિ ધ્યાન–પૂજનમાં બેસે તે સમયે તેમના ચરણમાં મસ્તક રાખી, નમ્ર ભાવથી અભિવંદન કરવું; અને પછી પતિદેવ અથવા સદ્દગુરૂ દ્વારા મળેલા મંત્રનો જપ, બને તેટલો અવશ્ય કરવો. એટલામાં બાળકોને જાગ્રત થવાનો સમય થયો હોય એટલે તેમના તરફ ધ્યાન આપવું. પતિને મોડાં ઉઠવાનો અભ્યાસ હોય તો બાળકોની પ્રથમ સંભાળ લેવી. આળસ એ દરેક માણસનો મ્હોટો દુશ્મન છે, માટે તેનો ત્યાગ કરી ઉદ્યમી થવું અને ઘરકામરૂપી યોગ્ય કસરત કરવી. "નવરૂં નખોદ વાળે" એ સાધારણ પણ કિંમતી કહેવત પર લક્ષ રાખી, ઉદ્યમમાં નિરંતર મચ્યાં રહેવું.

બાળકોને ઉઠાડી, આંખ મ્હોં ધોઈ, વસ્ત્રો પહેરાવી સાવચેત કરવાં. પછી ઘરમાં જે જે વડીલ મનુષ્યો હોય તે સઘળાંઓને નિત્ય પગે લાગવા જવાની તેમના ઉપર ફરજ પાડવી, આથી બાળકોનું દેહાભિમાન ઓછું થશે અને વડીલોના રૂડા આશીર્વાદથી તેમને આયુષ્ય, ચિત્તશુદ્ધિ, અને માતા–પિતાની ભક્તિરૂપ ઉત્તમ ફળો મળશે.

બાળકોને પ્રથમ ગુરૂ માતા, બીજો ગુરૂ પિતા અને ત્રીજો ગુરૂ આચાર્ય છે. આ ત્રણે ગુરૂજનો પાસેથી સારી પેઠે શીક્ષા પામેલું બાળક ઉત્તમ પ્રકારનું નિવડે છે. તેમાં પણ પતિ અને આચાર્ય કરતાં પણ માતા ઉપર વધારે જોખમદારી રહેલી છે; કેમકે આદિ આચાર્ય માતા છે, માટે પ્રથમ અવસ્થામાં બેસતા સંસ્કારો ઉપર માતાએજ લક્ષ રાખવાની જરૂર છે. પોતાનાં બાળકોને શુદ્ધ તથા

સાચું બોલતાં શીખવવું. તેમની પાસે લાડથી કાલું કાલું બોલવું નહિ. કદાચ કોઈ બીજું માણસ તેવા શબ્દો બોલતાં શીખવે અથવા તેમની પ્રત્યે બોલે તો વિવેકથી તેનો અટકાવ કરવો. પોતાના બાળકોને નીચ સ્વભાવનાં, દુર્ગુણી તથા વ્યસની માણસોને રમાડવા માટે કદી પણ સોંપવાં નહિ; તેમજ ઝાઝા હાથમાં પણ બાળકોને રમાડવા આપવાં નહિ. આમ કરવાથી બાળકની ટેવ બગડતી અટકશે. બાળકોને ઝાઝા હાથમાં નહિ આપવાનાં બીજાં કેટલાંક છુપાં કારણો છે અને તે તન–મનનો બિગાડ કરે છે. માટે આ બાબત પર ખૂબ ધ્યાન આપવું.

ખોટી બહીક ('બાહુ આવશે' એવી કોઇપણ) દેખાડવાની તથા ક્રોધે ભરાઇ બાળકોને માર મારવાની ટેવ રાખવી નહિ, તેમજ કોઈની રીસ તેમનાપર ઉતારવી નહિ. કેમકે રોષ અથવા ક્રોધ કરવાથી કદી સારૂં પરિણામ આવતું નથી. બાળકોના દેખતાં પતિ સાથે અવિનય ભરેલી કોઇપણ ટેવથી વર્તવું નહિ, તેમ જ કંઇ પણ કુચેષ્ટા કરવી નહિ. નિત્ય સમયસર સુઘડતા અને સાવચેતીથી પતિને પસંદ હોય તેવી રુચિકારક રસોઇ કરવી. અંતરમાં ઉત્સાહ રાખી પતિને, ઘરનાં તમામ નહાનાં મોટાં માણસોને, બાળકોને તથા નોકરચાકરને જમાડી, પછી પોતે જમવું. અતિથિ (પરોણા), પતિના મિત્રો, પાસેના સગાઓ, તથા આશ્રિતો તરફ પણ ઉદાર બુદ્ધિથી અને માનની નજરે જોવું. વખત પ્રમાણે ઘટે તેવો તેમનો સત્કાર કરવો, પરંતુ કદી ઇર્ષાભાવ રાખવો નહિ. અદેખાઇ એ મ્હોટો દુર્ગુણ છે. એથી સ્નેહ સંબંધ તૂટે છે અને શત્રુઓ વધે છે. વાસ્તે સારા ગુણો મેળવી મૈત્રિ વધારવી નહિ. પરાયું સારૂં જોઇ પ્રસન્ન થઇએ તો ઈશ્વર

આપણું પણ સારૂં કરશે. રાંધતાં, ખાંડતાં, સોતાં, ઝાટકતાં, દળતાં વીણતાં, ઝાડુ કહાડતાં તથા એવાં જ બીજાં કામો કરતાં ઝીણા જીવોની પણ હિંસા ન થાય તે માટે બને તેટલી કાળજી રાખવી. રાંધવાનું અન્ન નિત્ય નજર હેઠળ કરી (તપાસી) વાપરવું; તેમજ જળનો પણ ગળ્યા વગર ઉપયોગ કરવો નહિ. ઘરમાં ભરી મૂકેલું અનાજ તેમજ બીજા કોઈ પણ પદાર્થો બગડી ન જાય તે માટે સાવધ રહેવું. પોતાના ઘરનું કામકાજ કરવામાં દાસી જેવો શાંત સ્વભાવ રાખવો અને હલકામાં હલકું કામ કરતાં પણ મનથી ગ્લાનિ કે નાખુશી બતાવવી નહિ. (આ હલકાં કાર્ય નિંદાપાત્ર ઠરાવતાં નથી; માત્ર નિંદારૂપ થઇ પડે તેવાં કાર્યો કરતાં શરમાવું ને તે ન કરવાં). રસોઈના કામથી પરવારી, અનાજનાં પાત્રો તપાસવાં અને બગાડતાં અનાજની સાચવણી કરવી. આ કામો કરવાને ઘેર ચાકર હોય તો પોતે દેખરેખ રાખવી અને નવરાશની વેળાએ નીતિનાં ઉપયોગી પુસ્તકો વાંચવાં. ખાલી નિંદા-કુથલીમાં વખત ખોવો નહિ. 'આટલો અભ્યાસ કરી અમુક પરીક્ષામાં પાસ થયાં, એ કશાની સ્ત્રીઓએ ખાસ કરી પરવા રાખવા જેવું નથી. ઘરસંસાર ઉત્તમ રીતે ચલાવતાં આવડે એ જ સ્ત્રીઓની મ્હોટી પરીક્ષા છે. માટે પહેલું તેમાં જ ધ્યાન આપવું. સ્ત્રી જ પુરૂષનો ખરો મિત્ર અથવા પ્રધાન છે; માટે કોઇવાર મિત્ર તરીકે અને કોઇવાર પ્રધાન તરીકે પતિથી ભૂલ થતી હોય તો તક લઇ, વિવેકથી સુધારવી. લાયક મંત્રી કદી હાજી હા કરી રાજાની ભૂલ લઇ ચલાવે તો તેને લાંછન લાગે છે તેમ જ એક ખરો મિત્ર મિત્રની ભૂલ ન સુધારે તો તે મિત્ર ખુશામતિઓ ઠરે અને તેથી રાજા અથવા મિત્રનું અહિત થાય; માટે સ્ત્રીએ પોતાનો ધર્મ બજાવવામાં પાછળ પડવું નહિ. પોતાને હાથે થતાં ભયમાં

હિસાબ રાખવો અને અનાજ તથા કઈ વસ્તુ કયે દિવસે ઘરમાં આવી તેની નોંધ રાખવી. આથી વરો ધ્યાનમાં રહેશે. કોઇપણ વસ્તુનો ઉલટો ઉપયોગ ન થાય તેની કાળજી રાખવી. કોઇને અમુક આપવાથી અમુક આપવાથી અમુક ફળ-મળશે, એવી લાલચ વગર નિત્ય શક્તિ પ્રમાણે દાન-પુણ્ય કરવું. એથી ચિત્તની શુધ્ધિ થશે અને ખરી શ્રધ્ધા વધવા લાગશે. પતિને પૂછયા વગર છાની રીતે દાન દેવું નહિ તેમજ ઉડાઉ સ્વભાવ રાખવો નહિ. નોકર-ચાકરથી તેમનો અધિકાર તથા તેમની અને પોતાની અવસ્થાનો વિચાર કરીને બોલવા બેસવાની છુટ લેવી, પછી તે નોકર ગમે તે સ્ત્રી હોય કે પુરૂષ હોય. વળી તેમનાથી હસવાની અથવા હાસી-મસ્કરીની છુંટ તો લેવીજ નહિ. હાંસી-મસ્કરીની ટેવ રાખવાથી નઠારે માર્ગે ઉતરવાનો સંભવ છે ને પોતે તેથી હલકાં ઠરીએ છીએ. પોતાને ન્હાવા-ધોવાના, ઘરેણા-લુગડાં પહેરવાના તથા સુવાના સ્થાનમાં નોકરોને આવવા જવાની છુટ આપવી નહિ; પણ તે વિષે પ્રથમથી જ ના કહી દેવી. ખાનગી સંદેશા કહેવરાવવાની તથા એકાંતમાં વાતો કરવાની નોકર ચાકરથી છુટ લેવી નહિ; કેમકે એમ વર્તવાથી વખતે તેમનાથી દબાવું પડે છે અને પતિને કદી ભ્રાંતિ પડે તો તેનું પરિણામ ઘણું માઠું આવે છે. નોકરોથી-તેમાં પણ વિશેષે પુરૂષવર્ગના નોકરોથી પોતાની શારીરિક સેવા કરાવવી નહિ, એટલે કે પગ-માથું વગેરે દબાવવાં નહિ; હમેશ હુશિયાર રહેવું; ગફલત રાખવી નહિ નોકરોને મોઢે ચઢાવવા નહિ તેમ તેમનો કદી અનાદર કરવો નહિ. કામ પૂરતું વિચારીને બોલવું અને સામાન્ય આપવી વર્તવું. કામ વગર પારકે ઘેર જવું નહિ, તેમ પોતાના ઘરમાં

પણ ચંડાળ ચોકડી જેવાં અનાચારી બૈરાંઓને એકઠાં કરી બેસવું નહિ. ઉંચે સાદે વાતો કરવાની ટેવ રાખવી નહિ, તેમ ઝાઝું અને જોરથી હસવું નહિ; પછી ચાહે પીયર હોય કે સાસરૂં હોય. જુદી જુદી જાતની રમત–ગમત તથા મેળા–તમાશામાં ભાગ લેવા પોતાની મરજીથી ઇચ્છા કરવી નહિ. વડીલો કહે તો તેમની સાથે પોતાની લાજ–મરજાદા જળવાય તેવી રીતે ભાગ લેવો. હળદર, કંકુ, કાજળ, સિંદુર, ચોળી, તાંબુલ, કાંસકી, કેશપાસ તથા મંગળાભરણ, એટલા પદાર્થોનો **સૌભાગ્યવતી** સ્ત્રીએ ત્યાગ કરવો નહિ. મતલબ કે ઘટતી રીતે શરીર સ્વચ્છ અને શોભીતું રાખવું. પતિ પરદેશ હોય ત્યારે સૌભાગ્ય ચિન્હો શિવાય વધુ પડતો શણગાર ધારણ કરવો નહિ. પતિના બોલવા–ચાલવાના ચાળા પાડવા નહિ તેમ જ તેમનાથી પોતાના રૂપ, ગુણ અને લાવણ્યનું અભિમાન કરી, તેમની હલકાઇ અથવા ચેષ્ટા કરવી નહિ. દેવ–દર્શનનો અતિ ભાવિકડો સ્વભાવ રાખી, મંદિર મંદિર ભટકવું નહિ. સ્ત્રીને તો પતિ એ જ સાચા દેવ છે. દૈવની ઇચ્છાએ મળેલા પતિના શરીરમાં દેવભાવજ રાખવો; પછી તે ગમે તેવી ખોડખાંપણવાળો એટલે કે આંધળો, પાંગળો, ઠુંઠો, કાણો, બહેરો, રોગી, કરૂપી–ગમે તેવી વિકૃતિ પતિના શરીરમાં પ્રથમથી જ હોય અથવા પાછળથી થઇ હોય; તથાપિ તેમના વિષે દુર્ભાવ લાવવો નહિ. **પતિપ્રેમ** એ જ સ્ત્રીનો ખરો નિયમ છે, તે દૃઢતાથી સમજવું. જો સ્ત્રી પોતે પોતાનો ધર્મ ભૂલી પતિવ્રત તજી પરપુરૂષને ચ્હાય છે તો તેવી સ્ત્રીને માતા–પિતા કે અન્ય કોઇ જ ઇચ્છતું નથી અને ચોતરફથી તે અપમાન સાથે ફિટકાર પામે છે. વળી તેની સાખ જતી રહેવાથી જ્યાં ત્યાં હાડછેડ થઇ ઘણી દુઃખી થાય છે. પરંતુ પતિવ્રત પાળનારી સ્ત્રી ઠામ ઠામ પૂજનીય ગણાય.

છે. સાધારણ એવી કહેવત છે કે "લાખ જજો પણ સાખ ન જશો. માટે સદા સંતોષી તથા ધર્મપરાયણ થઇ પતિના પ્રેમને પોષી, પ્રભુનાં પ્રીતિપાત્ર બનવા સર્વ બહેનોએ સમર્થ થવું. તેથી આ લોકમાં કીર્ત્તિ અને પરલોકમાં શાંતિની સાથે મુક્તિ મળશે એ નક્કી જ છે. દંપતિના પવિત્ર પ્રેમ આગળ ત્રિલોકનું સુખ કશી ગણત્રીમાં નથી, એમ ખાતરીથી સમજી, પ્રેમની નિત્ય વૃદ્ધિ કરવી. પતિ બહારથી ઘરમાં આવે કે તરત ઉભા થઇને માન આપવું અને આસન તથા જલાદિકથી યોગ્ય સત્કાર કરવો. પણ જો બાળક ધાવતું હોય તો તેને છોડાવીને ઉઠવું નહિ; મતલબ કે વિવેક વાપરતાં વિપરીત ન થાય તેનો વિચાર રાખવો. પતિની પાસે હોઇએ ત્યારે વારંવાર તેમના મ્હો સામું જોયા ન કરવું; પરંતુ તેમના ચરણમાં જ દ્રષ્ટિ રાખવી. સાંઝે રસોઈ કરવાની હોય તો તે રસોઈનું અન્ન દિવસ છતાં જ સુધારી રાખવું. રાત્રિના ભોજનથી પરવારી સૂવાની જગ્યા તથા બિછાનું સ્વચ્છ કરી, પતિને પોઢાડવા ઇચ્છા હોય તો તેમના શરીરની સેવા કરી પછી પોતે શયન કરવું. સૂવાનાં સ્થાનક શિવાય પતિથી ઉંચા અથવા બરાબરનાં આસનપર બેસવું નહિ. પતિ સાથે કઠોર શબ્દમાં ભાષણ કરવું નહિ. પણ કોમળ અને મધુર સ્વરે અને વિનય સહિત હમેશાં બોલવું. પતિ સદા નચિંત રહે એવી ખાતરી ભરેલી ચાલ રાખવી. સ્ત્રીઓએ પોતાને વહાલામાં વહાલું અને મોંઘામાં મોઘું પતિસમાન કંઈજ નથી એમ સમજવું; કારણ દરેક પોતાના ભાગ્યનું ભોગવે છે પરંતુ સ્ત્રીનું ભાગ્ય તો પતિના ભાગ્ય સાથે જોડાયલું છે. માટે સ્ત્રી પોતાના પતિનુંજ ભાગ્ય ભોગવે છે એમ કહેવાય છે તે બરાબર છે. પતિ પાસે બેસવાનો

વિશેષ વખત મળતો હોય તો વિનતી કરી શીખામણની વાતો સાંભળવા આતુર રહેવું. દરેક વ્યવહારિક કાર્ય, પતિની સલાહ વગર કરવાની ઇચ્છા કોઇ દિવસ પણ કરવી નહિ; અર્થાત્ મંત્રિની પેઠે દરેક બાબતમાં પ્રથમ તેમની સંમત્તિ મેળવવી. કદી સર્વ વાતની તેણે આપણને સત્તા આપી હોય તોપણ તેમને કાને નાખ્યા વિના પોતાની મરજીથી કોઇ કામ કરવું નહિ. ઘરમાં કોઈપણ પદાર્થનું નુકશાન થઇ ગયું હોય તો તે વાત પતિથી છુપાવવાની ઇચ્છા નહિ કરતાં, પૂછ્યા પહેલાં જ ક્ષમા માગી દોષ કબુલ કરવો. વાંક સંતાડી ઠગવાની ધારણા રાખવી નહિ. વાંક છુપાવતાં બેવડો વાંક થાય છે ને માફીને બદલે ઠપકો તથા શિક્ષા મળે છે. વળી વારંવાર વાંક ન થાય તેની કાળજી રાખવી. જેથી દુઃખ થાય તેવી વાતો પતિને કહેવી નહિ. પતિનાં ચિત્તને પોતાના કુટુંબથી છુટું પડવાનો વખત આવે એવાં વાકયનો ઉચ્ચાર સુદ્ધાં કરવો નહિ. બનતી સંભાળથી સહન-શીલતા રાખી, સાસરિયાંના સઘળાં મનુષ્યોથી સદાય સંપીને ચાલવું; એટલું જ નહિ પણ નમ્રતાથી વર્તવું.

"સાસરિયાંની શૂળી સારી, પણ પીયરિયાંની પાલખી નહિ સારી." કારણ કે પતિની જ સાહેબી અથવા ગરીબીમાં તેની મોજ સમાયલી છે; પિતાનાં પદની સ્ત્રી અધિકારી નથી જ. પિતા રાજા હોય અને પતિ રંક હોય, તો પણ રંક પતિ સાથે જે યશ અને સુખ મળે છે તે કદી રાજા પિતાને ત્યાંથી પણ મળતું નથી. માટે પતિમાં અખંડ પ્રેમ અને લાગણી રાખવી. સાસરિયામાં કોઇપણ માણસથી બહુ મજબૂત કારણ વગર વિરોધ કરવો નહિ, તેમજ કોઇને મ્હેણાં–

ટોણાં મારવાની ટેવ રાખવી જ નહિ. કદાચ તે પક્ષનું કોઇ માણસ આપણને નાલાયક માલમ પડે તો બહારથી જરૂર જેટલો વ્યવહાર તેનાથી રાખવો, પણ વધારે મોં મન દેવાં નહિં. તેવાં દુર્ગુણી માણસોની સાથે એકાંતમાં રહેવું નહિ, ઉજ્જડ ઠેકાણે અથવા કોઈપણ સ્થળે વિશ્વાસ કરી તેમની સાથે બહાર જવું નહિ. ઘરેણાં લુગડાંમાં સદા સંતોષ રાખવો. પતિની સંપત્તિનો વિચાર કર્યા વગર માગ માગ કર્યા કરવું નહિ. "પુણ્યે પાપ ઠેલાય" એ કહેવત પકડી જે સ્ત્રી કે પુરૂષ, પાપના બદલામાં પુણ્ય કરે છે અને ફરી ફરી પાપ કર્યા કરે છે અને પાછું પુણ્ય કરે છે, પણ એથી કાંઇ પાપ ટળતું નથી માટે પાપને માર્ગે પ્રથમથીજ પગલું ભરવું નહિ. કેમકે પાપનું ફળ ભોગવવુંજ પડે છે. મનને અતિ કામવશ બનાવે એવાં અત્તર, પાક, પદાર્થોની ઇચ્છા કરવી નહિ. બનતા સુધી કોઇપણ ચીજને જોઇ લલચાવું નહિં. માત્ર શરીરનાં તથા સૌભાગ્યનાં રક્ષણ માટે જે પદાર્થો જોઇએ તેનુંજ સેવન કરવું. વસ્ત્ર તથા ઘરેણાં એવાં ન પહેરવાં કે જેથી પોતાની તોછડાઇ જણાય; તેમજ બહુ છટાદાર પોષાક પહેરવાની તથા બોલવા-ચાલવાની ટેવ પણ રાખવી નહિ. સાદો અને શોભિતો પોષાક પહેરવો; બોલવા ચાલવાની ઢબ છબ પણ સરળ અને પ્રૌઢ રાખવી. લસણ, કાંદા (ડુંગળી,) ગાજર વગેરે હલકા પદાર્થો અતિ ખાવાના ઉપયોગમાં લેવા નહિ, કેમકે તેથી બુદ્ધિ નીચ અને નિર્દય થાય છે; એટલુંજ નહિ, પણ મન અધીરૂં થઇ અવળે માર્ગે અથડાવે છે. બાળકોનું રક્ષણ કરવામાં તેમજ પોતાનાં શરીર સંબંધી કાર્ય કરવામાં કોઇપણ તરેહનો સંકોચ વેઠવો નહિ. માર્ગે જતાં ન્હાનાં-મ્હોટાંની મરજાદા રાખી ચાલવું ઉછાંછળા

બેદરકારી તથા મદભરી ચાલથી હેલ બની લોકો મ્હારા તરફ કેમ જોય અને હું સહુમાં દેખાવડી કેમ લાગું" એમ ધારી પગલાં ભરવાં નહિ; પરંતુ ગંભીરતાથી સામાન્યપણે ચાલવું. શીયલવ્રત પાળતાં પ્રાણ દેહથી જુદા પડી જાય તોપણ ચિંતા નહિ, એવી ટેક રાખવી. કારણ શીયલ એ જ સ્ત્રીનો પરમ ધર્મ અને ખરો શણગાર છે. ધોબણ, નાયણ, સાધુડી, માલણ એ જાતિની સ્ત્રીઓ ભાગ્યે જ સારી હોય છે, માટે પરીક્ષા કરી તેવી સ્ત્રીઓ સાથે પ્રસંગ પાડવો. પરંતુ સાહસ કર્યું ગણાય તેવી તેમની સોબત કરવી નહિ. પતિનો દ્વેષ કરનારી તથા પતિના શરીરમાં જેની પ્રીતિ-ભક્તિ ન હોય તેવી સ્ત્રીઓ સાથે વાતચિતનો પણ પ્રસંગ રાખવો નહિ. રતિસુખના સમય વગર બીજી કોઈ પણ વાતમાં પોતાની વડાઇ કરવી નહિ; ચાહે પોતે રૂપ-ગુણ-યૌવન-વિદ્યા અથવા ધનમાં અધિક હોઇએ તો પણ. પતિ જે જે વસ્તુમાં પ્રેમભાવ રાખતા હોય, તે જ વસ્તુમાં પ્રેમ રાખવો; પતિને રાજીપે રાજી અને પતિને ખેદે ખેદિત રહેવું. મતલબ કે સુખ-દુઃખમાં એકરૂપ થઇને જ વર્તવું. સતીને તો પતિ એ જ ગતિ છે. વ્રત-ઉપવાસ અથવા કાંઇ નિયમ રાખવા ઇચ્છા થાય તો પતિને પૂછી તે આજ્ઞા આપે તો જ તેનું આચરણ કરવું. જુઠું ભાષણ કરવાની, જુઠાં આળ ચ્હડાવવાની તથા વૃથા ક્લેશ કરવાની ટેવો રાખવીજ નહિ; કેમકે તે ટાળતાં પણ મહા મહેનત પડે છે. જે કામ કરવાની પતિની ઇચ્છા ન હોય, તે કામ તરફ વૈરભાવથી જ જોતાં રહેવું; મતલબ કે તેવાં કામ કરવાનું લેશ પણ મન કરવું નહિ. કુલીન કાન્તાએ પોતાના પુત્રો કરતાં પણ પતિમાં વધારે પ્રેમ રાખવો; કારણ ખરૂં દૈવત પતિ જ

છે. ભયના પ્રસંગ વગર પતિને નિદ્રામાંથી જગાડવા નહિ. પોતાના કોઇપણ સાધારણ કામમાં તેમને મહેનત આપવી નહિ. પતિને જે વાત પસંદ પડતી ન હોય તેનો ઉચ્ચાર સરખો કરવો નહિ. તે વાત તો મનમાંથી જ કહાડી નાખવી. પતિ બહારથી આવે કે તુરત જ તેમનાથી કાંઈ વાતો કરવા લાગવું નહિ; પણ જ્યારે સ્થિર થાય ત્યારે ઘાટે પડતે પ્રસંગે કંઇ પણ કહેવાનો સ્વભાવ રાખવો. મંગાવ્યા છતાં પતિ કદાચ કોઇ વસ્તુ લાવ્યા ન હોય તો ભોજન અથવા પૂજન કરતી વખત તેની ઉઘરાણી કરવી નહિ; જ્યારે મન શાંત હોય ત્યારે નમ્રતાપૂર્વક વિવેકથી કહેવું. રતિકાળે કોઇપણ વાતનો વિવાદ કરવો નહિ; કોઇ પદાર્થની માગણી કરવી નહિ; તેમજ કોઈપણ વાત કબુલાવી લેવી નહિ. ઘણી સ્ત્રીઓ એ કાળ સાધે છે, પણ તે ઘણું અયોગ્ય છે. તે કાળે પોતાની કોઇપણ જાતની ઇચ્છા પૂરી પડાવી લેવાના વિચારમાં રહેવું નહિ; પણ કેવળ આનંદમય વૃત્તિથી જ રહેવું અને પતિના ચરણ તથા ચ્હેરાનું ભક્તિપૂર્વક ધ્યાન કરતાં રહેવું. (કારણ ગૂઢ છે.) પતિથી કાંઈપણ વાત કરવી હોય, પૂછવું હોય કે કાંઇ લેવું-દેવું હોય તો નરમાશ ભરેલા શબ્દોથી કહેવું. સર્વ સાથે સભ્યતાથી બોલવું-ચાલવું; કેમકે વિવેક એ જ મનુષ્યનું ભૂષણ છે. તોછડા-(હલકા) અથવા માર્મિક શબ્દોમાં બોલવું નહિ અને મ્હેણાં-ટોણાં તથા અબોલાના બોલો પણ બોલવા નહિ. લગ્નાદિક પ્રસંગે ફટાણાં વિગેરે હલકાં ગીતો ગાવાં નહિ, મશ્કરી કરવાની ટેવ રાખવી નહિ અને હાસ્ય કરવું તો એવું કે જેથી કોઇને હલકું ન લાગે અને ખુશી ઉપજે. કદી તેમ ન આવડે તો મુગાં રહેવું, એ અતિ ઉત્તમ છે. હાસ્યમાં એટલે હસતાં હસતાં પણ કોઈ જાતના

દુઃખકારક બોલ બોલવા નહિ અને અપશબ્દોનો તો ઉચ્ચાર સરખો પણ કરવો નહિ. ગુસ્સાને મારે અબોલા લઇ બેસવું નહિ. ગુસ્સાનો વખત વીતે એટલે ફરી પ્રસન્ન વદને વિનય સહિત બોલવું. પ્રત્યુત્તર એટલે જેને સામા બોલવું કહે છે, તે નહિ થાય તેની કાળજી રાખવી, તેમ તાણીને પણ બોલવું નહિ. પતિ સન્મુખ પગ પર પગ ચ્હડાવીને અથવા લાંબા પગ કરીને બેસવું નહિ. પતિ જે કાંઇ વસ્તુ લાવી આપે તે કાળજીથી સંભાળી રાખવી; તેમજ તેનો ખર્ચ પણ વિચારીને કરવો. સંઘરી રાખેલી થોડી વસ્તુ પણ કોઇ કાળે ઘણી કિંમતી થઇ પડે છે ને મોટો લાભ આપે છે. પતિની સેવાથી દરેક કાર્યોને ઓછી કિંમતનાં જાણવાં. હજાર કામ પડતાં મૂકી તેમની આજ્ઞાપર પહેલું ધ્યાન આપવું. દૈવયોગે પતિનાં શરીરને કદાચ રોગાદિક થઇ આવે તો તે વખતે ગભરાવું નહિ; પણ સાવધ રહી તન-મન-ધનથી સેવા કરવી. તથા ધીરજ અને હિંમત આપી ઈશ્વરસ્મરણ કરાવ્યા કરવું. પતિ પ્રેમવશ થઈ આપણા ગુણનાં વખાણ કરે તો તે સમયે તેમના પવિત્ર ચરણોમાં દૃષ્ટિ રાખી મૌન રહેવું; અથવા નમ્ર શબ્દોથી પોતાનો દાસભાવ અને ધર્મ પ્રકટ કરવો. પ્રસંગે પતિથી ભૂલ થયેલી જણાય તો તરત ફુલાઇ ઉપદેશ દેવા બેસવું નહિ; પણ ભૂલ થયા પહેલાં સૂજ પડતી હોય તો વિનતિરૂપ ચેતવણી કરવી. પતિની પ્રત્યક્ષ આજ્ઞા વગર કોઇપણ વસ્તુની લેવડ દેવડ કરવી નહિ. સ્વચ્છતા એજ સ્વર્ગ છે; માટે પોતાની શક્તિ પ્રમાણે ગમે તેવી અવસ્થામાં હોઇએ તો પણ શરીરથી, વસ્ત્રોથી, બાળકોથી તથા ઘરથી સર્વ પ્રકારે સ્વચ્છ રહેવાનો સ્વભાવ પાડવો. દરેક વસ્તુ ઠેકાણાસર ઠીકઠાક ગોઠવી રાખવી. જે તે જ્યાં ત્યાં પડયું

છે એમ થવા ન દેવું. જે વેળા જે માગે તે વેળા તે તરત મળી આવે અથવા લઇ શકાય. તે માટે દરેક પદાર્થોને રાખવાનાં સ્થાનક નક્કી કરવાં; તેમજ જે પદાર્થ જ્યાંથી લીધો હોય તેને પાછો ત્યાંજ મૂકવો. પતિ જ્યારે-ગૃહસંસારને લગતાં કામમાં હોય ત્યારે તેમના વિષે શ્રી બ્રહ્માની ભાવના કરવી; કામ-શૃંગારાદિક ક્રિડાઓની કળાઓમાં તત્પર હોય ત્યારે તેમના વિષે શ્રીવિષ્ણુ ભગવાનની ભાવના કરવી; અને જ્યારે પ્રસંગોપાત ક્રોધાદિકમાં અથવા તેવીજ બીજી ખટપટમાં જોડાયા હોય ત્યારે શ્રીરૂદ્ર એટલે શ્રીમહાદેવની તેમના વિષે ભાવના કરવી; મતલબ કે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશરૂપ પોતાના પતિ જ છે, એમ નિરંતર ચિંતન કરતાં રહેવું. સ્ત્રીશરીરોને માટે પતિદેવ વિના અન્ય કોઇ દેવ ઉપાસવા જોગ નથી; એમની સેવા સમાન બીજું કોઇ વ્રત નથી અને પતિ-પરાયણ થયા વિના ઉદ્ધાર પામવાનો એકે માર્ગ નથી. એમ સત્‌શાસ્ત્રો અને સત્પુરુષો વારંવાર પુકારીને કહે છે, માટે પતિથી ઈશ્વરનો અભેદ માનીને સર્વ સ્ત્રીઓએ તેમની આજ્ઞા પ્રમાણે વર્તવા, તેમને સારી રીતે અનુકુળ રહેવા તથા તેમની જ વૃત્તિને અનુસરવામાં જરા પણ આળસ કરવું નહિ. પતિ-પત્નીનો અને ગુરૂ-શિષ્યનો સંબંધ એવો અદ્વિતીય અને દૃઢ છે કે સર્વ સંબંધ એથી પાછળ પડે છે. માટે પરસ્પર પ્રેમ, વિશ્વાસ, લાગણી અને એકમેકની કાળજી રાખી વર્તવું એ જ સત્ય સુખો મેળવવાનો માર્ગ છે. માટે સ્ત્રીઓએ પતિભક્તિ કરવી, અને શિષ્યોએ ગુરૂભક્તિ કરી જીવન સફળ કરવું.

# પ્રાર્થના

### રાગ. ધનાશ્રી

કરો કરૂણા જગદીશ, અમો પર—કરો કરૂણા જગદીશ. કરો—ટેક૦
ધર્મો અમારા અમો આચરીયે, ચુકીયે નહિં નીમીશ. અમો પર. ૧
નરનારીમાં સત્ત્વ એ પ્રેરો, શુદ્ધ સનાતન ઇશ. અમો પર. ૨
"વસુધૈવ કુટુમ્બ" એ સુત્ર, વિસરીયે નહિં હર્નિશ. અમો પર. ૩
સકળ પ્રાણી સુખ સમ્પતિ પામે, ટાળો ઝેરવેરનાં વિષ. અમો પર. ૪
ભારતદિવ્ય માતૃભૂમિ ભાસે, પુણ્યપવિત્ર પ્રાણાધીશ. અમો પર. ૫
વર્ણાશ્રમ સુખપ્રદ શ્રેણિયે, અનુસરીયે અહર્નિશ. અમો પર. ૬
સત્ય સમર્પા સુનીતિ અર્પો યાચીયે નામીને શીશ. અમો પર. ૭
હરિપ્રસાદ હરિ અમી વર્ષાવો, કાપી કળીમળ કિલ્મિશ. અમો પર. ૮



## "શ્રીમદ્ પૂજ્યપાદ શ્રીશુકજીવન વૃતાંત"

શ્રીશુકદેવજી મહારાજશ્રી સંવત ૧૯૮૫ના ભાદ્રપદ શુક્લ એકાદશી ને શનીવારે સમાધિસ્થ થઇ સ્વધામ પધાર્યા, તેમની વિશ્વવ્યાપી ઝળહળતી પ્રેમજ્યોતિની જીવનકૃતિ તથા તેમનાં બોધદાયક ચરિત્રો અને વચનો હિંદુ જનસમાજ તથા સાધક વર્ગને પોતાની જીવનકળા ખિલવવામાં ખાસ ઉપયોગી અને કલ્યાણપ્રદ થાય તે હેતુથી વિસ્તારપૂર્વક છપાવી પ્રસિદ્ધ કરવા મનોર્મિ ઉદ્ભવ્યો છે, તે મારા પરમ દયાળુ ગુરુદેવની ઇચ્છા હશે તો અને મારા અનુષ્ઠાનિક હૃદયમાં બિરાજી બુદ્ધિ ચૈતન્યમાં પ્રેરણા કરશે તો તે ટુંક સમયમાં છપાવી પ્રસિદ્ધ કરીશ; આ પુસ્તકમાં ખાસ કરી સાધક વર્ગે ત્વરીત નામ નોંધાવી દેવાં અને જનસમાજે પણ આષાડ સુદ ૧ સુધીમાં નામ નોંધાવી દેવાં; જેથી તે નામ આ પુસ્તકમાં અમર કરવામાં આવે; શ્રીસદ્ગુરુદેવના સ્મરણાર્થે સાધકોયે ગુરુભક્તિ-સેવાર્થે તો અવશ્ય નામ નોંધાવવાં એટલે સાધક સ્મરણમાળારૂપ થાય. આ પુસ્તકની કિંમત રૂા. ૧-૪-૦ રાખવામાં આવશે. છપામણ ખર્ચ જતાં વધતી રકમ શ્રીશુક સ્મારક ફંડમાં રહેશે અને સ્મારક ફંડની અભિવૃદ્ધિ થઇ ગુરૂદેવની કૃતિની મર્યાદા સચવાશે. માટે પ્રથમથી પુસ્તકની કિંમત-સેવાભેટ તરિકે મોકલી તુર્ત નામ નોંધાવો. ટપાલ ખર્ચ જુદું.

સાધક વર્ગ, મુમુક્ષુ અને સજ્જન સદ્ગૃહસ્થોને—

# સૂચના

"સુબોધ સાગર"—તૈયાર છે. કિં. રૂા. ૧-૦ ૦
પાકું પુઠું. પૃષ્ઠ ૫૦૦

"શ્રી શાન્તિસુધા—હરિવિલાસ" નામના ગ્રંથમાં સદ્ગુરુ મહાત્મ્ય, કથા-સત્સંગ પ્રસંગે ચાલુ નિયમો, સદુપદેશ. પ્રાર્થનાઓ, સ્વરૂપસ્થિતિનાં ભજનો તથા અનુભવી પદો, થાળ, આરતિઓ અને હરિશરણાષ્ટક તથા નિર્વાણષટ્ક વિગેરે ભજન, કિર્તનોથી ભરપુર વિવિધ રાગ-રાગણીમાં ગવાતાં નિત્ય પદ્ધતિનાં પદો વિગેરેનો સમાવેશ કરવામાં આવ્યો છે. પ્રથમ ગ્રાહક થનારનાં નામ ચૈતર સુદ ૧ સુધીમાં આ ગ્રંથમાં અમર કરવામાં આવશે; નિચેને શિરનામે લખી મોકલો, રોયલ ગ્લેઝ સુંદર સાથે ટુંક મુદતમાં છપાઈ બહાર પડશે. કિંમત રૂા. ૦ . ટપાલ ખર્ચ જુદું.

શિરનામું:—

શ્રી૦ શા. પ્ર. શુ. ઉ. હરિપ્રસાદ બાળમુકુન્દ ભટ્ટ
(ડભાગુનિવા

હાલ ઠેકાણું:—
હરિપુરા, ભવાનીનો વડ—સત્સંગભુવન,
મુ૦ સુરત

મુદ્રક: ભાઈલાલ ઝ. પટેલ, 'નવયુગ' મુદ્રણાલય લીમડાચોક—સુરત.